તમો કહો તે કીજીએ, શેવકને હુકમ દીજીએ; એમ કહી સઉએ કર જોડીયા, એર અહંકાર મનથી છોડીયા સહુકોએ ચરણે મુકયાં શીશ,આવો પ્રતાપ પુજ્યાજેઇશ. દોહરા—ત્યારેદહીતજ ઉચર્યો,મુકોને એ ગામ; જો જીવ્યાની ખપ કરો, તો મુકો એ ઠામ. એ ભોવન હું ભોગવું, કરૂ અકલો રાજ; આ પુરને ઉધ્વંશ કરૂં તો ભાગે મારી દાઝ, ઉચાળા અહીંથી ભરો નહીતર ભાગુ હાડ, તમને મુકુ જીવતા, તેહ તમારો પાડ. ચોપાઇ—હા કહીને સહુ રઇયત ટળી, તેના મનની પોતી રળી. લક્ષમણ જીના હુતા મેહેલ, તે આગળ ઇંદ્રાસન શેહેલ. ઉતર્યો દહીત તે માંહ, આસ્વાગત કીધી બહુ ત્યાંહ; મનમાંથી મુકયો કાયદો,દસ દીવસ કીધો વાયદો, અન્ન અહાર ભોજનને કાજ,સોંપ્યું તેહ નગને રાજ; દસ દીવસમાં ખોળીશું ઠામ, સહુકો વસશું બીજે ગામ, એમ સંતોશી રાખ્યો દુષ; સર્વ મેહની પામી કષ. ચંદન ચોખા કુમકુમ ધરયું લક્ષમણ આવાહન કરયું. કરજોડી રહ્યા સહુ નમી,એટલે પંધારયા લક્ષમણ જતી;જયજય કરી સહુ લાગ્યા ચરણ,બ્રાહ્મણ આદે અઢારે વરણ. કહો ભાઇયો તમારૂ દુખ. શામાટે કરમાયું મુખ; કોણ દોહગ્યા તમને નડયા, શા દુખે શંકટમાં પડયા.કોણે લોપી અમારી આણ, તે પાપીના લેઉ પ્રાણ, સહુ મળ્યા જોડીને હાથ, બોલ્યા લક્ષમણજી સાથ, મહારાજ દહીત આવ્યો છે એક, તેમા મહામ અતી વીશેક; તે આગળ નથી કાંઇ ચાલ, પુરમાં આવી પેઠું સાલ. તમ મહોલે ઉતરીયો તેહ, ગાજે જેહ અષાડો મેહ; સહુના પ્રાણ લેતોતો હરી, જીવ્યા સહુ તેનો કરગરી ઉદવશ કરો મુકો મને ગરવ નહીતર ભક્ષ કરૂ હું પરવ; દસ દીવસનો કીધો કરાર, તમો અમારી વાર લક્ષમણ દહીત પાશે આવીયા, સંગે સહુ રૈયત લાવિયા;ઉઠયો દહીત ઝાલી કરાણ, કહેસઉકોના લઉ પ્રાણ. હીમત ભક્ષ લાવ્યા છો તમો; નહી જીવતા મુકુ અમો, લક્ષમણે વિચારયું મન,મુજશું રાડ ન જીતે અન્ય; એમાં શીવ પુજનનું નુર, તે માટે બળીઆમર પુર; એને ઇશ્વરનું વરદાન, પારવતી પ્રતાપે માન; રાડ કરતાં એ નહી મરે, કોઇનો ડરાવ્યો એ નહી ડરે; માટે દાવ પડે તે રમુ, શીવ શેવક જાણીને નમુ, એમ કહીને નામ્યું શીશ,હું જોવા આવ્યો આ દીશ; હું આવ્યો છું કરવા મિત્ર, તું વઢવા ઊઠે એ રીત. દો આજ્ઞા તે કરીએ કામ, અમો છું તમારે નામ;ભોળી વાત તે મનમાં હસ્યો,આયુધ નાખી મળવા ધસ્યોને મળી ભેડીને બેઠા બેય, અરસપરસ વાધ્યોછે નેહ; જે કામે આવ્યા તે કહો, સુખે મોહોલ અમારે રહો. જુઠું નહી બોલીએ દેહ,મારે તો પ્રતીજ્ઞા નેહ; મોહોલ તમારા માંહી વસુ, જોર કરે તો ઉપર ધસુ. ઊધ્વંશ કરો તમારૂ ગામ,તો નહિ લઉ તમારૂ નામ;લક્ષમણ કહે એતો છે લેહેલ, તમનેમુક્યા અમારા મેહેલ. બીજે ઠામ કરાવું સહી રઇયત સઘળી વાસુ તહીં; એવું લક્ષમણે વચન જ કહ્યું, તેનો કહીને મનમાં લહ્યું.

દોહરા—વિશ્વકરમાને તેડીયો, સ્વર્ગ તણો રચનાર; નમ્યો ચરણે જનેતા તણે, જેની બુદ્ધ અપાર, હુકમ પામુ હજુરનો, નામી લાગ્યો પાય; દરશન થયા દેવ ના, મારૂ મોટું ભાગ્ય કહો તો ઇંદ્રાસન રચુ, કહોતો કરૂ કઇલાશ; કહોતો વઇકુંઠ વેગે રચું, જોતાં પોચે શાશ. કહો તો અવની બીજી રચું, કહોતો કરૂં આકાશ; કહોતો બ્રહ્માંડ બીજુ રચું, હું સેવક છું તમ દાસ. ચોપાઇ—સાંભળરે વિશ્વકર્મા તું, શીખામણ દેઉ હું; ઇંડા મોરનાકોરના કોણ ચીતરે, સુડા પાંખ કોણ લીલી કરે; હનુમાન આગળ શો થેકડો મીંડાં પાછળ એકડો, વાયુ આગળ વેગજ કશો, શીખામણે શું ડાહ્યા થશો, મહેલ રચના કરો કાંઇ નવી; શોભા નવ કહેવાએ કવી; વઇકુંઠ કઇલાશ ઇંદ્રાસન, તેથી રચો અદકુ ભોવન, અદકી શોભા નજરે જોઉ; નો તારા હળીદ્રજ ખોઉ વિશ્વકરમા મન સાથે મચ્યું, આપ બુધે એક નઉકા રચ્યું; તેમાં આણ્યું બધુ બ્રહ્માંડ, માંહી આકાર નવખંડ, સાત અરણુવ ગાજે ગંભીર, નવસે નવાણું સલીતા નીર, અષ્ટકુળે પરવત નવ કુળ નાગ, અડસઠતીરથ કેરા ભાગ, કરયા કારમા ચઉદે લોક, જોતામાં સમે સઉ શોક; નઉકા મધે એક વાવ્યું વ્રક્ષ, તેથી નીપજે સઘળી પક્ષ, બાર અઢાર તે વ્રક્ષજ ફળે, મન વાંછીત મેવા બહુ મળે. વરક્ષ છાયાતો કરે જે જોગ, વ્યાપે ન તેની દેહ રોગ; તોહે દુખ તેને મન ઘોર, વ્યાપી નશકે ત્યાં કોઇ ચોર; બધુ નગર વસે તે માંહ, જયાં ઇચ્છા ધરે ત્યાં જાય, અખુટ ભરયા તેમાં ભંડાર, વગુ ખેતીએ નીપજે કણશાર; ઇંદ્રાસનની લક્ષજ ગણું, કરયું તેજ તે નઉકા તણું આકારે નીરખો તે લલો. વિખાણતામાં કુડો કહો. વીશ્વકરમાએ હેતે કરયું, લક્ષમણજી સુખ આગળ ધરયું; પુર બધું પરવેશાજ થાય, અરણુવ સમીપ બેટ જાય, ત્યાં તો મેહેલ કરયા કઇલાશ, ત્યાં વારયો લોકોનો વાસ; બ્રહ્માંડ નાગ્યો તમાસો જોય, ત્યાં દેખી નહી ગાજે કોય.

દોહરા—નીરખુ નઉકા લક્ષમણે સૌ રૈયત સમેત, દિઠી કરામાત કારમી, ઉપન્યુ અદકુ હેત, છએ રૂતુ એક રતે, ફળ દીઠાં છે તાંહ; ગોળાકારે મેદની અડસઠ તીરથ માંહ. વારૂ શોભા વરક્ષની, વીવીધ મેવા ફળ આહાર, કણ કોકાર અતી ઘણો, વારૂ ભરયા ભંડાર, પુષ્પ પારી જાતીક સમા, જઇ જુઈ લટ લેહેકે ચુવા ચંદન અગરજા, કસ્તુરિના બેહેક. એવુ દખી હરખીયાં લક્ષમણપુરના લોક; જાવા સહુ તતપર થયા, મેહેલ્યા મનથી શોક. ચાલો ભાઇઓ બેશીએ, તરીએ અરણુવ તીર; બે જોજનજ્યાં બેટ છે, વશીએ તેની તીર. મળીઆદે સહુ મેદની, વીચાર કરે છે ત્યાંહ; એટલે રાક્ષસ આવીઓ. સભા ભરિ તે માંહ નઉતમ નઉકા નીરખીયું, જોયો તેનો મરમ; દ્રષ્ટ ભરિ નીહારતાં, થઇ ગયો ચીત્ત ભ્રમ. આ રચના કોઇ દેવની, એ નઉકાશું નેહ; લક્ષમણ પુર તે શું કરૂં, મારે લેવું એહ, કરજોડીને કરગરે, કહેતાં આવે લાજ; લક્ષમણ પુર સુખે રહો; મારે આતું કાજ.

મુજને નઉકા દીજીએ, મુંપો મારે હાથ; વેર નથી કાંઇ માહરે, લેશ તમારે સાથ.
ચોપાઇ—ત્યારે લક્ષમણ બોલ્યા બોલ, એનો નહિ તમારો તોલ; સારૂ દેખીને હલ વશું, એહ વાતનું કારણ કશું. તારે શીવનું છે વરદાન, માટે અમો માગુ છું માન, જુઠુ બોલતાં નુકશાન થશે, ત્યારે તારિ ઈજત જશે. વળી ફરી તું આવે કાલ, રૂડુ દેખી કહેશો આલ; હું શ કરીને માગો તમો, તે દહાડી કેમ આપું અમો, માટે કાંઇક કરવી પેર કરવું ઘટયું તુજસાથે વેર; તે દહીતે જોડયા હાથ, બોલ્યો લક્ષમણજીને સાથ. એ નઉકા મુજને દિજીએ, સુખે રાજપુરનું લીજીએ; ફરી રંજાડુ પુરના લોક. તો શીવનું વરદાનજ ફોક. આ દેશ સામું જો જોઊ, તપ કીધું તેનું ફળ ખોઉ; તારાં દેશમાં જો પગ ધરૂં, તો વણ ખુટે મિરચે મરૂં. માગી માનને મેલી હોડ, એવા સમ ખાધા લખ કોડ; વિચાર કીધા સહુએ મળી, હતી બીક માથેથી ટળી, શીવ સમીપે સમ ખાય છે. મારે ભવ ભાવટ જાય છે; આણ્યો મન સાથે નેહને નઉકાતો આપ્યું તેહને. પુરવાશીને આનંદ થયો, નઉકા લઇને રાક્ષસ ગયો, સાગર બેટ ભણી ધસ્યો, કીધા મહેલ તેમાં જઇ વસ્યો, નઊકામાં પ્રથ્વીનું પીઠ, નજર ભરીને પોતે દીઠ; છએ રતને ભારે ફળે જે ઇચ્છા ધરે તે મળે, તેવી શોભા મનસુગમી.તેને ન રહી એકે કમી; કુંવરી કહે સાંભળો રાય. હું લાગુછુ તારે પાય મહા બળીઓ અજીત છે એહ, પરવત જેવો એનો દેહ, તુ સત્યવાદિ છે રાજન,તો તુજશું માન્યું છે મન; માટે ચેતાવું છું આજ, પાણી પેલી બાંધુ પાજ; આવતાં પહેલાં નાશા જાઓ, શા માટે દુખીઆ બહુ થાઓ. એ જીત્યો કોનો નવ જાય તમને માનવ જાણી ખાય; ત્યાં મારૂં ચાલે નહી જોર.કહેશો કયાંથી આવ્યો ચોર.હુ તો ચેતાવું જી આપ, પછે નહી મુજ માથે પાપ;એવી વાત તે નારીએ કહી,તે વિક્રમ મનવે લહિ.
દોહરા—કહે મહીપતસુણ માનની, ન આણમનમાં દાઝ; અજીત બળીઓ એ ઘણો, મુજથી આવે લાજ કાળ થાકયા કંઇ એહથી, વારતા આખે દેશ; તુ કયાંથી એ વશ પડી, જોબન બાળે વેશ સંક્ષેપે કિતપત કહો, લહુ તમારો પાર;પછે ઘાટ એનો ઘડું, તે કરવો વિચાર; કહે નારી નરપત સુણો, સાગર તારે ગામ; રામપુરનો રાજીઓ રણસીંગ છે નામ, તેની તો કુવરી અમો, તાત તણુ છે રાજ, કોઇય વરત જોગે કરી, આવ્યાં પરન કાજ. સકળ નાર તે ગામની, તેમાં મારી માતઃ ઢોલ દદામા વાજતે સાગર તીરે જાત, અમો, પડયાં તે જળ વાંશે,કીડા કરતાં નીર;મગર એક તો આવીયો, સમુદ્ર કેરી તીર; ઝાલી મુજને લઇ ગયો, લાવ્યો સ્થાનક આંહ, એટલે દહીત નાનો હતો, ઉંડા પાણી માંય, મુજને દિઠી સુખવિખે, ઝાલાતેની કોટ, મુકવિ લીધીમુને તેનોથીધિ ચોટ આણીમેલીગામમાંભક્ષભોજન સુખપાન; આભુશણ વસ્ત્ર ઘણા, દેછે મુજને માન, એ હકીકત માહારી,તું તારૂ સંભાળ; હવડાં એ આવી જશે, પ્રાણ ખોશી તતકાળ. ચોપાઇ— એ હકીકત તો અમતણી, થોડામાં વીગત

કહુ ધણિ;પ્રથમ બે જણુને લાવીઓ, હરશભેર મંદીર આવીઓ, પછે સુજનેલાવ્યો તો એહ, તન મન ધન સુંપ્યો છે દેહ, બેન થઇ રમીએ છે ત્રણ.પુછોછો તો સુણજો કાન, પેટ તણી પુત્રી હોય જેમ, અમને રાક્ષસ રાખેછે તેમ; જીવે તો ત્રણે તાહારી, શીખામણ સાંભળ માહરી, રાજા કહે સમજુછું હું,ફરી ફરી શું કેછે તું;છાનારાખો આજની રાત, પછે સાંભળજો મારી વાત. રાખો રાય અગોચર ઠામ, જેમ ન લઇ શકે કોઇ નામ સાંજ સમે રાક્ષસ આવીયો, ભક્ષ પોતાનું લાવીઓ; પેઠો પોતાના ઘરમાંહ, પુત્રી ત્રણેની ઝાલી બાંહ. આણ્યુ હેત ઘણું તે સાથ, આનંદભેર વીતી છે રાત; પ્રાતહ સમાની વેળા થયો, આપે દઈત તે વનમાં ગયો. આવ્યો રાજા બારે ફરી, કીધું સ્નાન સમરયા હરી; ત્યાં હુંતો શીવનો પ્રસાદ;પેઠો માંહ આણી ઉલાદ, પંચામ્રતનું પુજન કરયું, પુષ્પ અક્ષત લઇ ચંદન ધરયું; સ્તુતિ કીધી દેઇને માન, ધરયું માત હરસીધનું ધ્યાન. પ્રગટ્યું જાજવાલ્ય માન સ્વરૂપ, દીઠું દરશન હરખ્યો ભુપ; કર જોડી પગે લાગીયો. વરદાન વાંછીત માગીયો. આધ શક્તિ અપરંપાર, તું છે નોધારા આધાર; પંચમા ભુતમાં તું પરીવાર, આપે ધરણી રહ્યા છે ધરી, તું બ્રહ્મા વિશ્નુ રૂદ્ર,તુ ગ્રહ તારા સુરજ ચંદ્રતું અવની પાતાળ આકાશ, જડ ચઇતનમાં તારો વાસ;દેવ રૂષી અરણવને વેદ, તું કરતા હરતા સઉ ભેદ. શેવક તારો સંકટ પડયો, વીકટ દઈતને હાથે ચડયો;એને મારી કડકા કરું, ત્રણ કન્યા છે તેને,વરૂ નઉકા વરક્ષ લેઇને જાઉં, પ્રધાનને ઓશીંગલ થાઉં; તે દુખીયાનું ભાગુ દુખ, ત્યારે ત્યાં દેખાડું મુખ. તે પરતાપ સરવે તાહરો, તેમાં ચાલે નહિ માહારો; એવી સ્તુતી રાજાએ કરી, તે માતાએ ચીતમાં ધરી.

દોહરા–કહે દેવી રાજા સુણો, ધાર વીર દ્રઢ થાઓ; એક જોગણી મહારી, સાથે તેડી જાઓ, મળીઆચળ પરવત વીશે, બાવના ચંદન જ્યાંહ; વાએ વેગે ઉડશે, તુજને મુકશે તાંહ. નાગ ભયાનક ત્યાં ઘણા, તેમાં ઝાઝુ જોર;તેમાંથી ઉગરયાતણો તુજને કહું અંકોર, ચોપાઇ–શીવમંત્ર હઈડામાં ધરો, ગરૂડ મંત્ર મુખે ઉચરો; એ બે મંત્ર જો ચુકી જશો, તો વ્યાપે ઝેરને દુખી થશો. વીક્રમ કહે લખ્યું તે થાય, મારે માથે મોટી સાહ્ય; પ્રલેકાળ તણી આંચમાં તને લેશે ગણી ચાંચમાં;ઉંચા ચરણને નીચું શીશ, આકાશ વીશે ચાલ્યાં તે દીસ; પશુ પક્ષી તણો બહુ તાપ,દુખ પામે એમ રાજા આપ. દેવી માહા આકાશે ભમે, શીવ મંત્રથી દુખજ સમે;દશ દીસના વાયુ વાય, તેમ તેમ દેખી આકાશે જાય;જાતે જોગણી પણ સમળી થઇ, આકાશ મારગ મળીયાચાળ ગઈ;દેવ દ્રષ્ટ જુવે છે ચક્ષ; દીઠો બાવના ચંદન વરક્ષ. ઉતરી હેઠે રાજાને લઇ, મુકયો પછી શીખામણ દઇ સુગંધ દીઠો ચંદન તણો, રાજાને મોહ લાગ્યો ઘણો; સત જોજન ફરતા બહુ નાગ, ભોમી તલ પડે નહી માગ, રતી ચંદન લીધું જેટલે, હાક વરક્ષ જાગ્યો તેટલે;દેવ પાખી નવ આવે કોય,તું તો જાતે માનવ

હોય. સુણી હાક તે વીસમે થયો, શીત્રમંત્ર રૂદીયાથી ગયો, પડયો પૃથ્વી પરજ પાપાત. ત્યાં સમરીહરસીધ માત. દેવી આવી જીભ્યા એ વશી, ચંદન સુતને બોલ્યો હશી; માનવી પણ પ્રતાપી ઘણો, આ પુત્ર ઇંદ્ર તણો, પંચાક્ષર જપુછું જાપ,તે પ્રતાપે આવ્યો આપ; આવ્યો છે પાપી એક જન, માટે કરવું છે પુજન. રતી ભાર એક ચંદન લેઉ,આપ સદા શીવને શીશ દેઉ;એમ કહીને ચંદન લીધ હું તારો હરશીધ એટલે ચંદન આવ્યું હાથ, પછી જાતું જોગણીને સાથ;લીધો ચાંચમાં પોતે પાસ પછી આપ ઉડી આકાશ. દીવસ પા ઘડીકા ચાર. પાછાં આવ્યાં તણે ઠાર. ઝાઝલ માન બેઠી માવડી, પેહેરી કનક પગે પાવડી. બધા વનમાં બહેકજ ઘણો. રતી ભાર તે ચંદન તણો; જોગણી લાગી પારવતી પાગ, પ્રસનથા વર કાંઇકજ માગ. માતા હું છું તાહારી દાસ, ગુ તમાની પાગ; મેં ધરયું પંખીણુંનું રૂપ, લીધો ચાંચમાં વિક્રમ ભુપ, માટે પ્રસન્ન થાઓ એહને, પંખી સમળી દેહને; હેતેશું માત મન ધરયાં. દેવ ચક્ષુ સમળીનાં કરયાં. એવો હરસીધનો પ્રતાપ, ભગતને મન વાંછીત આપ.

દોહરા—રાજાએ ચંદન ઘસ્યું, આપે અરચ્યો ઈશ; હીમ થકી શીતળ થયું; નીલકંઠનું શીશ,પ્રગટ પોતે શીવજી થયા,માગમાગ વરદાન;રાખીશમાં કંઠ એહનો, રહે તારૂં માન. મહારાજ માગ્યું આપીએ. સદા પ્રસન્ન તું હોય;અજીત દહીને જીતીએ, મુજને નવ ગાંજે કોય, વાહુ વર આપીયો, મુસ્તક મુકયો હાથ; કહલાશ શીખર તે પરવરયો દેવી ઉમીયા સાથ.

ચોપાઇ—અરૂણ અસ્ત થયો જયાહરે, રાજા ઘેર આવ્યો તાહરે; એટલે આવ્યો દહીત પ્રચંડ કરવા આયુધ મોટા દંડ, દખી માનવી પામ્યો કષ્ટ, વીકાળ કરા જોતામાં દ્રષ્ટ; અલ્યા કેમ મુજ લોપી આણ, કોપી લેશું તારા પ્રાણ. કેમ પેઠો અરણને નીર, કેમ તુજમાં છે એવડું ધીર; કહે વીક્રમ સાંભળરે મુઢ; મુજમાં તાછે પ્રક્રમ પ્રૌઢ હરસીધ શેવક વિકરમ મુજ નામ, માળવા મુખ ઉજણી ગામ; આવ્યો પરદુખભંજન કારણે, કરમ સંજોગ તારાબારણે, બાવાનાચંદન હું લાવીયો, શીવ પુજન કરી આવીયો; માટે મનમા કરો વીચાર; ગમે તો બાંધોને હથીયાર. નમો પાગ લો જીવો આજ, નહિતર મુઓ જીવ સમે તે રાજ; અહંકારી તે દુષ્ટ અજાગ રાજા સામુ ખેંચ્યું બાણ. શીવ વરદાનથી મીથ્યા ગયાં હતું રાક્ષસનું તે રાજાનું થયું:રાજા કહે ચેતાવું ચેત, મારે મન આવેછે હેત; ચેતાવ્યો એમ વીર એવાર;પણ સમજ્યો નહી તે વાત કુમાર,મેહેલ્યુ ખડગ સમરીને ઇશ,ધડથી પડીયુ ધરણ શીશ.ગડગડયાં દુદંભી દેવજ તણાં,વેર્યા પુષ્પ અંતરીક્ષથી ઘણાં;ગયો રાયજી મોહેલા માહ, સ્ત્રીઓ ત્રણ બેઠી છે ત્યાંહ. ધન વીક્રમ ધન તાહરી માત ધન તાહરે માંથે હરસીધ વિખ્યાત. રાજાજી ગાંધર્વ વીવાહ કરો, અમ ત્રણેને નેહ રો; વરાજ

કહે સાંભળ સખી, સાચી વાત કહુ હું સખી, નારી દહયું જે માહરૂં કરે; તે મારા ખડગને વરે. એવી વાતનુ વચનજ દે, તે માહરા હાથનું બીડું લે, હવડાં તો અહી એકાંત, મનમાં કાંઇ નવ રાખો ભરાંત; હઇયામાં હોય તે કહે મુખ, તે વાતનું નથી કાંઇ દુખ.

દોહરા–વચન એવું સાંભળી,બોલી સ્ત્રીઓ ત્રણ;પ્રતીજ્ઞા તેની કરૂં, રાજા સાંભળ કરણ, વચન લોપે જે તાહરૂં, તે કુંભી પાકે જાય; બ્રહ્મહત્યાદીક ભોગવે. કાયા કષ્ટી થાય. મુકો ગમે તો રણ વીખે, કે રાખો તમારે પાસ;દુખ સુખ મન આણીએ, મુલ ખરીદા દાસ. પ્રીતરીત મનમાં કરી, હેતે ઝાલ્યો હાથ, ગાંધર્વ વીવા ત્યાં કરયો પરણ્યો પ્રથવીનાથ. ત્રણે સ્ત્રીઓને પરણિઓ, પોહોતી મનની આશ. રાજા સુખ પામ્યો ઘણું, કહે કવી સામળદાસ ચોપાઇ–કહી કોડ ભર્યાં રત્ન, રાક્ષસ તેનાં કરતો જત્ન; તે ભંડાર પોતાના કર્યાં, તેતો નઉકામાં સરવે ભરયા. મુક્તાફળ માણેક અસાર, સખ્યા ગણતાં નાવે પાર, તે લીધાં સરવે જતને કરી, કરી બેરા.ત્યાં ત્રણે સુંદરી; મેહેલી રાક્ષસની મેડીઓ, નઉકા નગર ભણી ખેડિઓ. ત્યાં પ્રધાન પોકારે પડયો, વિક્રમરાય ત્યાં જઇ ચડયો, ઉઠઉઠ માહારા પ્રધાન,લો ભોજનને ખાવો પાન, જુઓ દ્રષ્ટ નઉકાનો રંગ, વચ વક્ષ ઉગ્યો છે સંગ; અનેક બીજી શોભા ઘણી, પ્રથવીના મંડાણજ તણી; દશા દીશા માંહે આકાશ, નદી પરવત સહુ છે પાસ.ઉઠયો વજીર તે ચરચા જોઇ, મન ગયું તે સાથે મોહી; મનડુ નવ રાખ્યુ રહે ધીર, ન ખાય અન ન પીએ નીર; મનમાં થઇ રહયો છે મગ્ન, પડયો લોભમાં લાગી લગન, કહી ન શકયો તે મુખથી વાત,પડયો પ્રથ્વીપતે જંપાપાત; દાંતે જીભ કરડીને મરૂં. રચના દેખી દેહ કયમ ધરૂં. ઘર મુકે કહી દાહાડા થયા, તે સરવે માહારા મીત્ર થયા. ગયા સ્ત્રી ઘેર જોતી હશે વાટ, હું પડી રહયો આણે ઘાટ, મુજ પુઠે રાજા આવીયો, માલ અતીશે એ લાવીયો, નઉકા માંહિ નથી કાંઇ ખોડ, પદમણીયો ત્રણ જુગતી જોડ; સમરથ એ લઇ જશે, ઘેર ઘેર તે જાણીતો થશે; ત્યાં એ રાજા પામે માન. કહેશે નીરભાગી પ્રધાન; મને અકરમી કહેશે લોક. તેનો મારે દેહમાં સોક. સમરથ જોતાં ફટકયો પ્રાણ, થયો ઘેલો મહા અજાણ, બેહેકી ગયો થયો ચાતમરમ, તેનો કોઇ નવ જાણે મરમ વાત કાંઇ સુણે નવ કાન. શરીર વસ્ત્રતણી ગઇ સાન, રાજાને દેછે બહુ ગાળ, લીધો તેં મારો માલ, મ્હારી કન્યા પરણી હરી, તોરાજા તું જાઇશ મરી. અનેક બીજાં મહેણાં કહે, સતવાદી રાજા સાંખી રહે, મુઠી વાળી ઉઠે મારવા, વળી જાય હેતે હારવા, વળી પોતાના કહાડે પ્રાણ. વળી રાજા સામા તાણે બાણ. લાખ હજાર કરે બહુ ચેહેન, ફરી ગયાં છે તેનાં નેન; શી કહુ વાતતે ઘેહેલા તણી, અનેક રેણુ ઉડાડે ઘણી.

દોહરા–રાજા કહે શું કરૂં, આ કયાં લાગીયુ પાપ, ગરીબ થઇને કરગરે, લકશી

૨ કરો એ માફ. ઘેલા આગળ વાતડી, જ્ઞાની આગળ શોક;અરથી આગળવીનતી, જે કરવી તે ફોક. રાજા કહે આ લીજીયે. સરવે તમારો માલ; હું શેવક છું તાહરો, એ મેહેલો માહારો ખ્યાલ.

ચોપઇ—તેનું કાળજું ના આવ્યું ઠામ, રાજા કહે લેઇ જાઉં ગામ; વાટે જાતા આવ્યું વંગ,અચરત પામ્યો શ્રીઓ સંગ, નારી કહે એનું શું થયું, સંક્ષેપે સરવ માંડી કહ્યું; પ્રધાન નાખ્યો નઉિકા માંહ, ખેડયું નાવ ક્ષીપ્રાછે તાંહ. પ્રાતુસકાળ થયો જેટલે, ઉજેણી નગ્ર આવ્યું તેટલે; જે જયકાર હવો જમ ભાણ. થયું બધાનગ્રમાં જાણ. જય જય શાબ્દહુવા બહુશોર; વાગ્યાંદુદભી તાંહાં ઘનઘોર, પડો વાગ્યો હુકમ આણીયા, મોહોટા વજીર મળવાઆવીયા. નહાંના મહોટા નગ્રનાલોક. રાજા દેખીને સમીયોશોક, અનેક માળાઓ મોતીતણી, એક એકથી અદકી ઘણી. સહુ સાથને દીધાંનાન, વહેચ્યા મેવામીઠાઇ પાન, પ્રધાનને બોલાવા જાય.ત્યારે તેને કરડીખાય, લઇ આવ્યા કોઇ કહેઉંવેર, ત્યારે તેને કહેશે મેર; કોય અજાણ્યે મળવા જાય. ત્યારેતેને કરડીખાય; કોઈઆવી વધાવે ફુલ, ત્યારે તેને છાંટે ધુળ;કોઇ આવીને રૂડો કહે,ત્યારે વસ્ત્રહીન થઇ ઉભો રહે બધા નગરમાં ચાલ્યું હાશ, સહુકો આવ્યું જોવાપાસ.એક ખ્યાલ તે નઉિકાતણો બીજો ખ્યાલ ઘેલાનો ઘણો, શેરી કુંચી ગલીએ ગલી, જોવા મેદની સહુએ મળી જોવા સરખી અધિક જાત્ર. આવી સરવે રઇયત માત્ર; ચીત્રામાં લખીયા હોય જેમ, નઉિકા દેખી થંભ્યા તેમ, વચે પ્રધાનનું કઉિતક હોય, પુછી ન શકે વાતજ કોય; જેવું અચરત દેખે લોક, કો કહે તે વાતે ફોક.

દોહરા—મોહોટા માણસ બહુ મળ્યાં, જે રાજાનોસંગ; કોઈ કહે રાજા શી થકી, પ્રધાન તણો એ રંગ, કહે રાજા ચેટક થયુ, કાંઇક વાધ્યો રોગ; ચીત ભરમ ઘેલો થયો, એના કરમનો ભોગ; અનેક ઉપાય એને કરયા, ન આવ્યું કાળજું ઠામ; મોકલો એને મેહેલમાં સહુકો લાગે કામ. સહોદર પ્રધાનના, તેણે પુછી વાત; ચપકયો તે તું શા થકી, સાચી કહે સાક્ષાત; રાજા વીક્રમઆવીયા હું રહેતોનેઠાર; માહારૂ લુટી લાવીયા; નઉિકા વૃક્ષ ત્રણ નાર; એમ કહીને દીધી ગાળ, દશવીશ તે રાજા સાંખી રહયો, ન ચઢી મનમાં રીશ, હાંહાંકહી મુખ ઝાલ્યું કર ગ્રહ્યા બાથાસ; દીવાનો દેખી સહુ; પોહોચડયો તેને વાસ. મોહોલે રાણી ઉતરયાં, રઇયત ગઇ સહુ ઘેર, નઉિકા મેલ્યું વાડીએ, શી થઇ તેની પેર.

ચોપાઇ—એમ કરતાં પડી જવ રાત, રાયે વીચારયું રૂદીયા સાથ, રઇયતઆજ મળતી ઘણી; જોઉંચરચા હું નગ્રજ તણી જોઉ કેવું ચાલે છે રાજ, જોઉં પ્રજા સુખે કારણકાજ. ધરૂ માત હરસિધનું ધ્યાન, જેથી જશ પામુ છું માન; આયુધ અંગે ધીરજ ધરિ. અદ્રષ્ટ વિધા આપે કરી. સઉનેપોતે દેખે મન, એને કોઇ નવ દેખે અન્ય, ચોકચાવડી પોળેપોળ ટોળેટોળાં ઓળેઓળ, વાતો છાની છુપીને કરે, તે

વિક્રમ રાજા મન ધરે; એક કહે ઘેલો એ નામ,તે રાજા વિક્રમનાં કામ.પ્રધાન કંઇથી આવ્યો ધન, દેખી રાયનું ટળકયું મન; કરયું કામણ તે ઘેલો થયો, પોતે પદમણી દેખી વરયો, એક કહે નહિ એહ; સતવાદી રાજાની દેહ, જેને જેવી સુજ્જ પડે,તે અનશુ તેવો ઘાટજ ઘડે;અનેક વાત કરે બહુ સુખી, રાજા સાંભળી થાયે દુખી; ઘેર ઘેરને પોળો બાહાર, સઉ લોકોને તેહ વિચાર; નાડાનુ મોહાડું જાણુ અજાણ; સઉને મોહોડે એહ વખાણ. ભલે પ્રધાન તે બારે વાટ;સજન બેડાં છે હાળી ખાંટ.જુઠું કહે,વીક્રમ દલમાં સાંખી રહે,ફોકટ સંકટઆવિ પડયું,જુઠ આળ તે મીથ્યા ચડયું, આતઃકાળે આવ્યો ઘેર, મનમા આપ વીચારી પેર, માહરો તો વાંકજ નથી, લોકપવાદ ભુંડા સરવથી;રામે સીતા કીધાં તાજ.લોક; પવાદ તણે કાજ; પ્રદુખભંજન માહરૂં નામ,આ વાતે ગયાનો ઠામ, માટે એને ડાહ્યો કરૂં નહીતર શીવ સાનીધે મરૂં, એવું રાય વીચારે જેહ,એકે વાત ન સુઝે તેહ. દોહરા–પડો વજડાવ્યો પુર વીએ ગુણિયલ ડાહ્યો હોય તે આવીને મુજને મળે, બીક ન અણો કોય.પ્રધાનને ડાહ્યો કરે, ટાળે મારી દાઝ. કન્યા પરણાવું માહારી, આપું અડધું રાજ, વાગે ડુંડી નગરમાં કોઇ ન ઘાલે હામ.સહુ સુણી પાછાફરે, જે મોટાશું કામ; જાગુ કરો જઈરાવળે,લેજો અહાર નામ; વીક્રમને કહો એટલું,જીવદયા પ્રતિપાળ,હોય મરજતો આવજો પરભાતે પેશાળ.

ચોપાઇ–ડુંડીવાળો પાછો ફરયો, સીગ્ર જુહાર રાજાને કરયો; બધા નગરમાં ડુંડી ફરી, કોણ નવધરા વ'ર રામપુજ ગરજ, તો સાંભળજો અમારી અરજ. શૈન્ય સહુ સાથે લાવજો પ્રભાતે પોશાળે આવજો.સુણી રાયજી પામ્યો સુખ. હવે ટળ્યું અમારૂં દુખ, રવા ઉદે થયો જન સુર,ઉઠયો રાજા પુન્યનું પુર;એની શોભાશી કહુ કથી, બીજો કોઇ જોડજ નથી. દોહરા–કનક ચાટ પથરાવીયા, ખરચાવ્યો બહુ માલ,ચીત્રામણ જેવી કરી,કનકકલતા પોશાળ. મારગ ચંદન અરગજા, કસ્તુરીના બેહેક; રાય આદે સઉ માનવી,મોતી તોરણ લેહેક. રાય આદે સઉ મેદની,પ્રધાન પંડીત સમેત; પોશાળે સઉ પરવરયા આણી અદકુ હેત.રાજા જઇ ચરણે નમ્યો મેલ્યાં મુખ આગળ પાન;મોતીએવધાવ્યો વરતીયો,દેઇને ઝાઝા માન; ધનતુ ગુરૂ માહરો,વીર તુજ ધન રૂપ;ધન રૂપ હીમત ભેખને, ઘેર તેડયો વિક્રમ ભુપ; જેમ વખાણ જાચક કરે, રાજા આપે લહાણ, પ્રકાશ વિદ્યા તાહરિ, અરધવરતાયું આણ. ચોપાઇ–એટલે બોલ્યો વીરણજતી, રાય તમો સતવાદી સતી,હું પામી લહુ જેટલું; તારે કરવું પડશે તેટલું,વચન હું તારૂં ન કરૂં પરૂ;માગે પ્રાજ તો હાજર કરૂં;એવાતનો તમે આપો કોલ,વીકરમ સુજ બોલ્યો તે બોલ,શીવ ધરમ કરાવું તાજ,જઇને મારગ ચલાવું રાજ;શીઘ્ર સ્નાન કરાવું આજ,તીરથસ્નાન મુકાવું તાજ. એકાદશીમુકાવું વરત,બ્રાહ્મણ કોઇને ન આપે દાન, દેવરાવુ રાજાને માન, નહી વીરનુ મારગ કુમતી. બંધાવું મો

હોડે મુમતી નઉકારવાળા ઝાલું હાથ,તેડુ પોશાળે દહાડી સાથ;ખરૂં માને તો ડોલ જઆલ,નહીતર મારગ તારે ચાલ; ત્યારે વિક્રમ વીસ્મે થયો,પંડીત સામુ જોઇને રહ્યો, એકાંત જઇને પડી ગુંજ,મુનેશી આપોછો સુજ.તમથી થાય નો રહેશે શરમ, નહીતર કરવું જતીનું કરમ, તે બ્રાહ્મણ ભોળા વેદીયા, દરખ વાત મહી ભેદિયા, ફરી આવ્યાતે રાજા પાસ,અમારિતમો મુકો આસ. પાછા ફરીને સઉકો જાય,અમથી તે સાજો નહી. થાય; નગરમાં કોઇ માણુસ મરે, તું તો કહીશ જે જીવતો કરે;વારતા આરી એને આપ, મુજને પ્રકય કરીને થાપ. દોહરા—રાજા કહે સુણ પુજજી, સત્ય વચન એ દઉ;કદા ચીંતા કામ સરે નહી તો તાહરૂં શું લઉ, તે દંડ કહે તાહરો સુણો જેમ સઘળો સાથ;ખોટા જો પડશો તમો તો દંડ પારસનાન ખોટાપડું તો માર-જો નહી બેસે તુજ પાપ;સકળ દંડ દેજો મુને,એમ બોલ્યા મુખ આપ ચોપાઈ—પરસ્પરે વચનભાખીયા. તેના સઉ રાખ્યા સાક્ષીયા;તેનો જઇનજ ગર,જઇન જીતાતો જનક કરે, પછે વર્તી એ વીધા કરી. એકાંત બેઠો આસન મારી,ચંડાળી સીધે જક્ષાણી,ભુંડી વરતતણી ભક્ષણી,તતક્ષણ આવી કહે તું જાગ. મનવાછીત વરદાન જ માગ.વળતો જઇને તે શુ બોલીયા,મન તણા પડદા ખોલીયા. સાજો કરૂં પેલો પ્રધાન ઉતારૂં બ્રાહ્મણનું માન, ટાળુ માનતા હરસીદ્ધ તણી. જઇન રીત ચલાવું ઘણી,સાંભળ્યું હરસીધનું નામ,જક્ષાણી વિચારે મોહોટું કામ.કહે રાયને પાછા વાળ. આરાધને હું આવીશ કાલ. ઉચ્ચીષ્ટ ચંડાળણી જોગણી, ઉચ્ચીષ્ટ અનંતણી સોઝ ઘણી. ભણ્યોમંત્ર ઉચીષ્ટ મુખ,ઉચ્ચીષ્ટ દેવી પામી સુખ,આગ જેમન તેગન હોમ,ઉચ્ચીષ્ટમાક્રમ જાય;કોહોનો કાઢુ ચેટક દુર.કામણુ કાહાડું વહેનોપુર,કોહોનોવશ ઉપજનાર,કોહોનો અરી ચલાવું પાર, કહોતો ઘેલો ડાહયો કરૂં. માણુસ મોહન આપે મર, કહે તો દેશ બધો કામણું, કહેનો જળ મુકુ જામણું; કહો તો દુશમન મારૂં પર, કહો તો ભંડાર ભરૂં અખુટ.

દોહરા—કહે પુજ સુણ માવડી,નહીં માહારે બહુ કાજ;પ્રધાન ઘેલો થઇ પડયો. તે કરો સાજો આજ. લોકાપવાદ માહરો ટળે તો રહે માહરૂં માન; હું ઉપાસીક તાહરો, નિત્ય આપુ બળીદાન,તારો મંત્રી સુખે બની,પાય ગંગાજળ નીર; બત્રીસ લક્ષણા તે થશે, સાંભળ વિક્રમવીર. પ્રધાન ઘેર રાજા ગયો, વાયુ ગંગોદક વરત; હતો તેથી સારો થયો, પ્રધાન રાયનો તરત. સ્વાર સહુ સાથી થયા. દઇને ટળ્યું કષ્ટ; તેડા સહુ સભા મળી, ખલક જુવે સઉ દ્રષ્ટ. રાજાએ પુછાવ્યું, લોકને રઇયત ક્યાંહ;દીવસ અલેખે ભાગીયા,સુખ દુખ શું છે તાહ ચોપાઇ—પ્રધાન મન મહેલીને ગર્વ; કહ્યું સભા સાંભળતાં સરવ; પ્રથમ આજ્ઞા માગી ગયા, રામેશ્વર નરખીસુખીયો થયો, ગયો વાડીએએકજ દન,દીઠુ નઉકા હરખ્યું મન;એહ ઉપરનેહ લાગ્યો ઘણો, મોહબાણ લાગ્યો નારી તણો; પ્રાક્રમ કરતાં દીઠો નહી, એટલે જારા આવ્યો

તહી, જાણિરંક ને દીધિ ધિર, ઉછર ગે લઇ પાયુ નીર, ઓળખાણ કહાડી પુછયું દુખ, નઉકા દેખી પામ્યો સુખ; તેહ બોલ્યો ભુપત ભાવીયો,નઉકા નાર રાજા લાવીયો, ઓઓ ત્રણ અનરગળ દ્રવ્ય, તે મેં કહે દિઠું સરવ; ઘેલો થવાની વાત કહુ, તેનો આપ મોહોંડે નહી કહુ;કહેતાં આવે છે લાજ, કોપે રાયને વણસે કાજ; કહેતાં વાત જીવેથી જાઉં, સઘળી સભામાં લુચો થાઉં; તેના બોલ સહુને મન વસ્યા, ખડખડ સરવે રઇયત હસ્યા, દોહરા—કીકમ કહે વજીરને, સત બોલનું આપ; સત વાત જો કહુ નહી, તો તારે માથે પાપ, રાખોશ માં મન ખરેખરો, ઉગજશે મુજ હેત; તેમાં જો ખીજુ અમો, તો મન મુજને એહ, આ શભા સરવે સાંભળે, તમે મનશ કહો આજ; ઇશ્વર તાહરી આબરી, મેં સ્યે રાખે લાજ. રીજુ પણ ખીજુ નહી, સુણતાં તમારાં વાકય;કુડી વાત કંઇ નહી, તો શ્રી સુરજની સાખ. ચોપાઇ—સમ દીધા માટે સાંભળો, નહિ રાખુ મનમાં ગોટો,પ્રથમ નઉકા મેં રાખ્યું જ્યાંહ, વીચાર કર્યો મન માંહ. હું જાઉં નારી નઉકા સાથ, કદાચ આવે માહારે હાથ; એવું કહિ લાલચમાં પડયો, પછે ઘાટ મન સાથે ચડયો; બીનો મન લાગ્યો ભોય.આવી વસ્ત નહારી ના હોય. બળીઆ આસન હોય ન જાણુ, નીરચે લે લે માહારા પ્રાણ; ત્યારે ચીત્ત ચીંતામાં ભળ્યું ત્યાં આગાપ્રથવીપત ભૂપ; દીઠું કીકર સરવે રૂપ. પછી લીધો માગ પાર, લાવ્યો નઉકા નઉતમ નાર દોહરા—તે દેખી ઝુરૂ અમો, મેં વહાલો કીધો દેહ, જો જાતે નઉકા વીખે, તો દીધે ઉઠત મેહ. પસ્તાયો હું મન વિખે, કર હિમત આપુત ઘેર; નારી નઉકા વ્રક્ષ એ સરવે આવત ઘેર રાજા વીકરા છે માનવી, નથી શીષ કાંઇ પાંચહુએ જતોતા લાગ્નો, ના આવત ઉની આંચ,વસ્ત પડી હોય વાટ-માં, પ્રથમ જાય ત્યાં જેહ; તે હાથે તેને ચડે, તેમાં શો સંદેહ; દોશ કોને દેતો નથી, સંભાળુ આશા કરૂં તે નાહી મહારો ધર્મ; ભારતામાં ભરાઇ ગયું, તે નીશાની સાથ; મન જેણે ચલાવિયું; તેને આવ્યું હાથ;શાચ કરાવ્યા જનટા વીખે ન લહયો મનનો મર્મ ગયું કાળજુ હાથથી,થઇગયું ચીતભરમ,વીતી વાત સંતારને વસી હ-વડાં ઘેલો થાઉં, માટે જઇગિંગાતીખે ભેરવજવ ત્યાં બાઉં,શાંત કાજે દેહ તજો, શાને અંગા જાઓ, રાજા કહેતું તે કર જેમ તેમ સુખીયા થાઓ; તેવેળા તેની ઘડી, તેહ સભા તે ઠાર શ્રી કૃષ્ણાર્પણ સરવે કરયું ક્ષણુ ન લાગી વાર;ને સ્થાનક રઇયત હતી ખલક સહુ સમેત નઉકાનાર ને વ્રક્ષ,એ ત્રણે આપુ હેત ચોપાઇ—રાય હાથે આપ્યેનો કોલ, નારી ન શકી બોલી બોલ, છે ઝાઝું સંક્ષેપે કહ્યું વીકરમરાયે પ્રાક્રમ લહયું જુઠેતે જુઠ જાણશે,મોહોટા જન મનમાં આણશે,રામ કથારસ પરમ પવીત્ર;તેવું વાંચે વીકરમ ચરીત્ર કળજુગમાં ઉતમ એ જ્ઞાન સાંભળે પુન્યગંગોદક સ્નાન;દાન કરે અન વસ્ત્રજ તણું. બાળે પાપ પુન્ય વાધે ઘણું; આપે દસ ને પામે લાખ, તેનિ વેદ પુરાણે સાખ, કથા સાંભળે આણી ઉલ્લાસ; સેજે પામે વઇકુંઠ વાસ ભાવે કભાવે જે

સાંભળે, પાંચે પાતીકનેનાં ટળે વીક્રમશીનનું શુણે ચરીત્ર,પરીયા સાત સુધી પવિત્ર દોહરો–પાંચ પાપ પ્રલે કરે, લેતાં એનું નામ; એવો જે દાતા થશે, બેશે આણે ઠામ; એહ કથા સાંભળી આપશે, અન વસ્ત્ર બહુ દાન. આલોકે સુખ ભોગવે, પરલોક હરી માન એવું કહીને પુતળી આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કહે કવી સામળદાસ શ્રોતાવકતા સાંભળો, કહે કવીતા કરજોડ; એકવાર સહુ બોલજો જયજય શ્રી રણછોડ.

ઇતિ શ્રી નઉકાની વારતા સમાપ્ત.

## મેના પોપટની વારતા.

ચંદ્રા નામની પંદરમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાનમઃ ચોપાઇ—શ્રી ગણપતીના પુજુ પાય, શુદ્ધ બુદ્ધનો સ્વામી રૂડો રાય. શીધી દેયણ સુખદાતા દેવ, સુખ કામ સદા સુભશેવશુભ મતી દે સદા સરસ્વતી. માયા કરિ દો નીરમળ મતીઃ કૃપા રમના જ્યારે,કરૂ ગ્રંથ ગરૂઓ તાહરે. સહુ કવી આગળ કરજોડ. કહુ રખે કોઇ દેતા ખોડ;ગણુ અક્ષર લહુ નહી ભેદ. ક્ષણું માત્ર નવ કરવો ખેદ. વયુ વશ તૃણ જેમ જાગ, કહેવા માત્ર છે મારિ કાય; કરતા હરતા ઇશ્વર ધીસ, સમરણ કીધું શ્રી જુગદિશ. ભોજરાજ ભારે ભડ ભુપ, અતોલ તેજ અધીપત રૂપ; ભાગ્ય પોતાને મન ભાવીયો,લાખેણું આસન લાવીયો; હરખ ધરી ઘણું મન હેત, લાવ્યો આસન રાજા સમેત; જોઇ મુરત લાખેણું લાગ; જુગતે માંડયો જમણો પાગ. સહેજે સ્પર્શ કરે જેટલે, ચંદ્રા નામ બોલી તેટલે;ભુપત ભોજ ન તું કરીશ ભાર, વીક્રમ સરખો નહી દાતાર.પારકુ દુખ દેખીને દાઝે. પરકાજે કરે તન તાજ;તેવા થાઓતો પગજ ધરો નહીતો પ્રીતે પુજા કરો; પગ ખેંચી જોડયા બે પાન, કહો વીક્રમ મહીમા ગુણવાન;પ્રીતે કરી બોલી પુતળી, ભોજ રાજા લે સાંભળી. દોહરા-ચંદ્રા કહે તું ભોજ સુણ, સાંભળ્યું હશે તારે કાન પુછી જુઓ પુરાણમાં, જે લખ્યું છે પાન. મેં જાણ્યું તે હું કહુ, સુદામ મુક્રી જેમ; બીંદુ ભર્યા સમુદ્રમાં, તેહ પ્રકારે તેમ, ઉજ્જેણી અતી રળીયામણું.નગનેરી નીજ નામ પવીત્ર ભોમ્ય તીરથ તપ,ગુણસાગર એ ગામ.મહકાળેશ્વર મહા જતી, શક્તિ સાચ હરસીધ; બાવનવીર બુધ આગળો, અષ્ટ સીધ નવ નીધ ગુણવંતી ગંગા નદી, સીપ્રા નીરમળ નામ; અધીપત ઉજ્વળ અતી, નીત કરે પરકામઃ દુઃખનવ વ્યાપે દેશમાં, સુખ સાગર પેર, લીલા લેહેર લક્ષમી ઘણી, મહીપત મનમાં મેહેર.આનંદ નીત નીત અતી ઘણો, એક વાતે નહી ન્યુન્ય;સઉ લોક એશુ કહે, જે કરીએ આજુ પુન્ય. એક સમે રાજા ચડયો, સેન્ય સહિત શીકાર; દેઇ દદામાં દુંદભી; અલખત અપરંપાર. અશ્વ અધીપતે તેડીયો, ગયો તે વેગળે વન; બીજે મારગે સેન્ય વળી,

કોઈ ન જાણે અન્ય દવબળેનો હિઠો જ્યાંહ, રાજા પોતે પોત્યો ત્યાંહ, નાસે જનાવરો દોહરા, મહીપત પોત્યો ત્યાંહ, કઉતમ દીઠુ કારમું, રાજાએ તેહિસ, પોપટ છે એક પીસડો રાતી મણી છે શીખ નાહચો જઇ નદી વીશે, ધરયું ઇશ્વરનુ ધ્યાન; દવમાં પડવા દીલ ધરયું, મનસાસીચે માન; વીચાર કરયો મન વીકરમે, પંખી નાઠાં જાય પોપટ કેમ પાસે રહયો, એનો અચરજ થાય. સ્તુતી કીધી તેણે સુરજની, પડે અગ્નીમાં જેમ માંકહીને સમ દીધા, છે સહસ્ર કસમ, ઇશ્વર આણુ છે તુજને, રામ દવાઇ રાખ; જો પડે તું દવ વીખે, તો શ્રી સુરજ સાખ, પોપટ તો પડયો રહયો, બેઠો વીક્રમ હાથ; શા માટે તેં સંમ કરયા બોલ્યો તેની સાથ; જા માગ તું તાહરે, પરવર પ્રોઢે પંથ; હું મારી હું શે બળું, તાહરે શાની ચંત. સતવાદી કહે સત સુણો. આપ હત્યા કરે આજ; કીયા છોકરાં પરણાવવાં, કીયુ જાય છે રાજ; કીયાં વહાણુ તુજ બુડયાં, કે બુડયો વહેવાર; ક્યાં કલંક માથે ચડયાં કીયો પડયો મુજ માર; વનમાં નિત્ય ચારો ચરે, પીયો નવાણુ નીર, કીયા દુખથી દેહ તજે, સહેજ વાતશરીર; પોપટ કહે પુછ્યા તણો; તાહરે શાનો અરથ; દુની સુણિ શું પામશો, ગાંઠગ્રણેનો અ્રથ; જે કામે તમે આવોયા, તે કામ કરીને જાઓ, આપ દુખ જે કો કહે તેનું મુરખ નામ; સાંભળીને તું શું કરે, કરે, કરી શકે મુજ કામ વચન આપ્યું તે વિક્રમે સાત પરીયાનો કોલ; ભાગુ સંકટ તાહરૂં, સત વચન તું બોલ, ઇશ્વર આણુ સાચું કહે, પીછુ અમો, પ્રથમ તમારૂ નામ; કયાંથી આવ્યા કોણ છો ક્યાં વસવાનો ઠામ. નગ્ર ઉજેણી નરપતી, વિક્રમસેન વડવીર; સેવક ગઉ બ્રાહ્મણ તણો, ધરમવંતધીરધિર. સવારનો હું શીકારને, આવ્યો આ વન, અસ્વ ખેંચી ઉભો રહયો, તજતા દિઠો તન; આદ અંત ઉતપત લગી, કહેતું વીગત વાત; સુખ કરે તને સહેજમાં, મોટી હરસીધ માત.

ચોપાઇ—કહે શુક સાંભળ મહારાજ, મહારા દુખ કેરૂં એ કાજ; અથઇતી તણુ કહુ કથા, જે મને વિતિ તે વ્રથા. રાજવતી નગરીનો ભુપ, ભુપત સંગ એક ભારે ભુપ; તે નગરનો શેઠ સુજાણ. પદમચંદશા તેનું નામ, પુષ્પશેન તેનો સુત હોય. બત્રીશ લક્ષણો જુગને જોય. તેને મુજશું અદકી પ્રીત. વાનોદવાત કરે બહુ રીત એક સમે બેઠાં એકાંત, કહી વાત ભાગી મન ભ્રાંત, વીધાત્રાએ લખ્યું કયાં હશે મારો વીવાહ કયાં થશે; મુજમાં તેનું જ્ઞાન છે ઘણું મેં કારણ કહયું તે તણું, મછાવર્તિ નગરી છે એક. મનશંગ મહીપત વીવેક. ટેકચંદ શા તેનો શેઠ પદમ લોચના પુત્રી એક; ત્યાં વીવાહ થાશે તાહરો, સાચો બોલ માને માહરો; તે કન્યાનીપાસે રહે, મદન ચાહની મેના કહે, તે મેના પણ ચતુર સુજાણ, તેને મન પાસુ આવ્યુ જ્ઞાન, પદમલોચના કહે મેના સુણ પુછુ વાત જાણો તે ભણો માહરો વિવાહ મળશે કયાંય તે જાણો તો કહોને એહ, મેનાએ કહયું તેહ, પુષ્પચંદનું લીધું નામ વર્ષ્યો હરખનવ-

સ્રણ લખું, પદમણિએપીતાને કહયું. શ્રીફળ મોકલ્યુ દઇમાન, આ પુરણ જુગતેજાણુ તેના લેખની રીતી કરી. તે વરને કન્યાવરી, કન્યા વળાવી ને સાથમાં હોંશે મેના આપી હાથમાં; હેત પ્રીતને ઉલટભેર, આવી આપ પોતાને ઘેર. કનક પાંજરૂં પોપટ તણું. નગ્ર શેઠને હેતજ ઘણું, મેનાને મુકીન્યાં ભયા, એકઠા સુક સારિકા રહયાં શુભ મેના દીઠી તે ઠામ. વાધ્યો પોપટને મન કામ; જોરાવરી જારી નવ હોય કામની કરે ન કોય કાલાવાલા કીધા ઘણા, વનીતા રંજીત વિખ્યાતણા, મેના કહે તુજ સામુ જોને નિશ્ચે પ્રાણ. તું તાહેરા ખાય. મુજ સામી જોડે આંખ, તોડી નંખાવુ તાહરી પાંખ; અરસપરસમાં રાડે રી ા, વડી એકનાં કરે બહુ પ્રીત, નરકે નારી નરવશ હોય, તે વેળા. નવ દેખે કોય, ધરમ કરમ કોઇ નવ ભણે છપો–સો કાયર એક સુર પહેલા તો તે પણ નાસે કાજળ કોટડી માંહ, ત્યાં ડાહયો થઇ બેસે. સંગ ા જેને જેહ, તેહને પગલે પાસે; ખડે રેખ ઘણું ખરો, પથ બીજુ કાંઇ એસ કામની સંગ પુરૂષ કામ વશ થાએ સહુ, શામળ કહે સજન પુરૂષ તે પરનારી નેહ કરશો નહી

ચોપાઇ–તે પોપટને વાધ્યો કામ; ચુકયો ચીતથી તેણે ઠામ. જોરાવરી કરી તેણે જાર; કોપી તેનો મેના નાર, પ્રાતુસકાળ થયો જ્યાહરે; સહુ સુતા ઉઠયા તાહરે; લીધી નારીએમેના હાથ, શેઠ બોલ્યા પોપટની સાથ. એક બેહને પ્રીતજ ઘણિ બોલાવવા માંડી આપણી, ત્યારે મેના બોલી ત્યાંહ. બેઠી નારીના કર માંહ. ગુજ વાત ભાગીને કહિ રાત સમે વાતક જે થઇ, જો પોપટને મારે તું તો તારે ઘેર આવુ હું. મારા વ્રતનો કીધો ભંગ, અથડાવ્યું અમારૂ અંગ; તે પોપટને શુળીએ દો નકર મારી હત્યા લો. કારણ રાત તણું જે થયું, રાણિએ રાજા આગળ કહ્યું તમને પોપટ વહાલો ઘણો. મહા અન્યાય પડયો તે તણો, તોળો ન્યાય તે અક્ષર આંક; એમાં તે કોનો છે વાંક; નર નારીમાં કોને ડંડ, દેવા ઘટે તે દિજે ડંડ શેઠ કહે શુક સાંભળ વાત, સાચુ કહે શું વિતયું રાત, આપણ બે છઇએ એકાંત સાચુ કહે નવ રાખીશ ભરાંત; કહે પોપટ સાંભળ મહારા વાત કરતાં આવેછે લાજ રાત એક પાછો રહયો; પરેમદાને કામ પેદા થયો; આલ ભાવ કટાક્ષે કરી, મુજને તો લીધો છેતરી નારી આગળ શું નરનું જોરા કીયો ચંતનીએ ચોર રાણી આગળ થાએ સતી વાંક નથી અમારો રતી, કહે શા શેઠાણી સુણો, શાએ ગુણ ભેદ વીણ ભલો, તમારી મેનાનો છે વાંક, મુકાવ્યો પોપટ મારો રાંક જુવતી જુઠી નીશ્ચય હોય; પુરૂષ વાંક નવ કહાડે કોય, શેઠાણી કહે મેઠા સુંદરી, કંથ આગળ મેના જુઠી કરી, કહે સારીકા પુરણ પેર, પુરૂષ ભુંડ છે ઘેરઘેર, નારી નર સાચું સાંભળો મુકાદો મનનો આંબળો, શું પુરૂષ તણી કહુ વાત, જુઠી જાણજો નરની જાત, લખનારો તે એક ગામં નારસંગ નરપતનું નામ; લખ શેરીમાં ધનથા વશેષના

ક્ષય નામે તન એક તસે, પુષ્પક પાટણનો રાજન,શુભ શકોમળ તેનું મન; મહુક ચંદશા મોહોટો શેઠ, પરમવતિ પુત્રી એક પેટ. ધનક્ષય સાથે વિવા કીધ, શ્રીફળ સોંપી કીધુ સીધ; કુળાચાર રાજસ ગુણ રીત, પરણાવ્યા વરકન્યા નીત, મીનારક આવ્યું તે પેર, કન્યા રહી પીતાનેગેર,ત્યાર પછી જે વીતક થાય, તે સાંભળો કહુ છું માય. દોહરા—વર તણો પીતા મુઓ, ગયો વણજ વહેપાર;કપુત ઉડયો કુલક્ષણો અવગુણ અપરમ પાર. રમે જુગટુ રાંકડા. ગુણકાના ઘેર જાય. દામ સઘળો દેશવટ ગયો,કપુત જણાયો કાય;વેચ્યાં મંદીર માળીયાં,વેચ્યાં વસ્ત્ર શણગાર વેચ્યાં ચોપડા ચીતથી, ખોયો નગ્રમાં કાર, અંતન મળે ઇદર ભરી, ન મળે દમડો દામ; અન્ય અધરમ ચાલે ઘણો, કરે કુડાં નીત કામ. દામ જતાં દુનીયા ગઇ, સગપણ સહુ સાથ,અક બુદ્ધી આગળ ગઇ, આવી અટકી અનાથ; ગયા ગામ સસરા તણે, દીધા તેને માન; ભલે શેઠ પધારીયા,આપ્યાં શ્રીફળ પાન;વસ્ત્ર વિવિધ ભાતનાં,ખાત પાન રીધ રીત; જમાત્ર જાણ્યો જુગતશું, પુરણ કીધી પ્રીત, રાખ્યો પુરણ પ્રીત શું. અવધ એકજ માસ. સાસરવાસો સરવ કરયો,અતિ આનંદ ઉલ્લાસ. સામા વળાવી સાસરે, કોટ સાથે કંથ કોઇ બીજુ કડે નહી, પરવરીયો છે પંથ શામાતે છે મહા સતી; શીરામણ સુંદર રૂપ સતી પાળ પતીને કરે. ભલામણ કરી ભુપ. વીશ દીવસ થયા વાટમાં આવ્યું અરણવ ત્યાં એક વિચાર્યુ મન વાણીએ, વીપરીત વાત વીવેક; દેવું થાશે દોહલું,રહેવા નહી ઘર સુત્ર; ચરચા જોશે ચંતિની,નગર શેઠના પુત્ર; લાજ જશે મુજ લોકમાં,કરે કામની, વાત મુજ ઘેર નહી રહે માનની, જાણશે એનો તાત. કંથ કહે સુણ કામની, સોંપ મન શણગાર; વાટે વિઘન હોએ ઘણું, તસ્કર અપરમપાર. ઘરેણાની ગાંસડી;રાખી પોતાને પાશ પાળો પોતે પરવરયો, પ્રેમદા પુઠે પાય; મહા વનમાં એક કારમો, મોટો આવ્યો કુપ પાણી પીવાની આશે, ભામની સાથે ભુપ. કોડે કામની, પીઓ કથંજી આંહ કોટ ઝાલીને કામની, નાંખી કુવા માંહ, નગર તેનર તણું, મિત્ર આપણી પેર; કેટલે દહાડે આવીયો. ઘણો પેર તે ઘેર. કાંઇક ખોયુ જુગટે. કાંઇક દેવું કીધ; કાંઇક ગુણકાએ હરયું, વળી તે લીયો કીધ.

ચોપાઇ—કામની તે કુવામા પડી,ઘણું દુખ પામીતે ઘડી;સંકટ પડ તે જાએ કહી થોડા પાણીએ બુડી નહી; પલેકાર તણાં છે આય, દોહલા દીવશ થયા છે પાંચ વટેમારગુ તે કારણે, આવ્યા જળ પીવા કારણે; દીઠી નારી કુપે પડી તતક્ષણ કાઢીતેણે ઘડી; દીઠાં રૂડી રાજ રતન, પુછયું તેને ઠામ વતન, ગામ નામ પીતાજી તણું; હસ્થ જાણે તું છે ઘણું, દેહ દુખ વેઠતી જાય, પીયર નગ્ર પીતાના માહ, માલન વસ્ત્ર દુરબળ દેહ. નારી ઉપર સૌને નેહ; વેગે કહિ વધામણી વાત, હરખ્યા માત તાતજે ભ્રાત;બોલી તું કેમ આવી પંથ, ક્યા ગયો કામ

ની તું જ કંથ; ક્યાં ગયા તાહરા શણુગાર, ક્યાં ગયોતે વસ્ત્ર ભંડાર. સામાટેથઈદુર બળ દેહ, તારૂણી વાત માંડી કહો તેહ. માનની કહે સુણ માડી વાત, કહુ વીતકમા હરૂ છો માત, સ્વામી સાધ ઘણું માહારો, શાણો શુભદીલથી ડાહરો;કરે ચાકરી મા હરી ઘણી; તન મન ધન એ તરૂણી તણી, પાણી માગુનો દીએ દુધ, સપુત શાહ પુત્ર એ શુદ્ધ, મળ્યા તસ્કર વીશમ વાટમાં; ઘણો સાથ લુંટયો ઘાટમાં વનવન કોરે નવ મળ્યુ;કષ્ટ કંથતણું નવ કળ્યું;કોણ જાણે ધણી ક્યાં ગયા મુજઉપર કરતાબહુ દયા; ભલે આવી તું મ્હારી બાઇ લીધાં ઓવારણાં સરવે ધાઇ; આણ્યાં વસ્ત્ર નવા શણુગાર, ભરથારને નવ ખોયો ભાર,કંથને નવ કુડો કહયો,દુખદાવાદળ દેહે સહયો; તરૂણી ત્યાં ઠરીને રહી, પુરૂષ તણી ત્યાં શી ગત થઇ, અભાગીયા પાસે શી આથ, કોડી એક નહી રહી હાથ. વરસ અઢી થયાં જ્યાહરે, મન વિચાર કરયો તાહરે, કામની તો કુવામાં પડી, ગયો હશે જીવ તે ઘડી. વનમાં જે હકીકત હોયે, તે તો ત્યા નવ જાણે કોય, લાલચ લેવાના આશરે, પાછો ફરી જાઉં સાસરે,દહાડા દશ વીશ પરૂણો રહુ, કુસળખેમ ખબર જઇ કહુ, સાસરવાસો દે બહુ પેર,કપટ કરીને લાવુ ઘેર, એમ વીચારી ચાલ્યો જાય, આવ્યો સાસરા મંદીર માંહ. મંદીરમાં પેસે જેટલે, ત્યાં જુવતી દીઠી તેટલે;દ્રષ્ટે દ્રષ્ટ પોતાની મળે;અચરત પામી પાછોવળે, દીઠો કામનીએ તે કંથ પાછો પરવરે. પંથ હેત ધરીને ઝાલ્યો હાથ;મહારાજ માહરી સાંભળો વાત. રખે રાખો મનમાં આંબળો,સાચી વાત માહરી સાંભળો, તે ચોઘડીયુ તેવુ ગયુ; જેમ લખ્યું તું તેમ થયું, એમાં નથી તમારો વાંક, લખ્યા હશે વિધાતાએ આંક; સાચી વાત અહીંયાં કહીનથી, બીજી બનાવીછે તે કથી; મેં રાખ્યો છે આપણો ભાર નથી જાણતુ કોઇ આકાર. સુખે તમે મંદીરમાં જાઓ. શા માટે ઓશીઆળા થાઓ, ડાહી એમ શીખામણદીધ; પેઠો મંદીર કરીને પ્રીત ભેટયાં સાસુ સસરો સહુ, કુટુંબ સહોદર માત્ર બહુ; ભલે ભલે સહુ બોલ્યા બોલ. વજડાવ્યાં છે ત્યાંતો ઢોલ;દીધાં વધામણા ઘાડાં ઘણાં,હરખ્યા મન સહોદર તણાં;ઘેબર જલેબી ઝાઝાં જન, ભાવથી કીધા ભોજન; વાઘા વસ્ત્ર આપ્યા શણુગાર, બીજી અલંખત અપરમપાર; એકાંત પેઢે સુંદર સેજ નારી નરને આણે હેત; વીત્યા દન એમ દશને બાર, વણિક અત્રે કરયો વીચાર.

દોહરા—કુપમાં નાંખીતી કામની, માથે મોટી ખોડ; વીસારતા નહી વીસરે, જુવંતીને મન જોડ. ઓશીયાળો રહેવું અતી; મળી નારશુ મીટ;પરાણે કરવીપીતડી, પથર ઉપટ પીઠ. મધરાતે જે માનની,નીદ્રામવશ હોય; નરનારી બે એકલાં, પાસ નહી ત્રીજુ કોય. વીધ્યુ તારૂણી તણું.જોરાવરીએ બાણ; પલક એક બે પગ ઘશી, પદમની પછાડે પ્રાણ. આભુષણ ઉતરીયાં, બાંધી ગઠડી કીધ; અરધી રાતે એકલો, વાત વિદેશ લીધ.પ્રાતુસકાળ પરોઢીયે,વીપીત દીઠી વાત; કુટી પાટીરોઈ

રહ્યાં, તેનાં માતને તાત, ગયો મારગ ક્યાં મળે,વિસ્મિત કીધું વરત;પાપી પરદેશે ગયો, માનની પામી મરત. પાપી પુરૂષ એવા ઘણા, ઘેર ઘેર એ સંસાર; મેના પોપટને કહે, નિરમળ રૂડી નાર. શેઠ શેઠણિ સાંભળો, અપાર એવો આંક; પુરૂષને પાપી કહ્યો,વિનતાનો નહિ વાંક.શુક કહે શેઠ સુણો,કહુ વનીતાની વાત;સંસારમાં સરખું નથી, જુગતે જોતે જાત, સુક કહે છે શેઠ સુણ,ભણે ભાવથી ભેદ; આપે તે ખોળે કામનિ,વનિતા અવગુણ ભેદ. ઇશ્વરના બનાવમા,સહુમાં અધિક અનેક; આપ આપમાં અતી ઘણું, વધુએ વધુ વિવેક. સરખુ નહિ કોઇ શ્રષ્ટીમાં,નર નારિ લેખુ કોઠ; ભલા ભલિ પ્રથવિ ઘણિ, જુગતે નહિ કો જોડ.

ચોપાઈ—એક કાયર નાસંતા ફરે,બીજો સુર જઇ સમનસુખ કને,એક સદાવરત આપે અન, એક ભીખથી તરપે તન. એક સુખપાલે અસવાર, બીજો શીર ઉપાડે ભાર;એક કરોડ સાચે દામ.એક કરે પર ઘરનાં કામ,એક સતવાદી છે શુભ આપ; બીજો પલક નમુકે પાપ;એક નવ લે ભાઇનો ભેદ, બીજો વદે મુખ ચારે વેદ; એક કરે છે કુડાં કરમ, એક ધારે નિતે બહુ ધરમ; એક નાર બીજા શું મળે, બિજી સ્વામી સાથે બળે; એક વાંજણિ હોય ન સુત; બીજી પરણાવેછે પુત, એક વનિતા કરે વરત, બિજી શંખણિ કેરિ સરત; એક કંથને મારિ જાય, બીજી પતી પહેલે નવ ખાય, એક બાપના પાળે લાડ, બીજી પાપી ભાગે હાડ, એક ચઢી કરિ ચોરિ લિએ, બીજોજન મુકાવિ દીએ, એક નવાણ કરાવે ઘણા, બીજો વેચે લાકડાં તે તણાં, એક પસાયણ ભોમી કરે. બીજો કોને આપી હરે. એક પુરૂષ વસાવે ગામ. બીજો ટાલે વસ્તિનો ઠામ. એક કુળ એકોતર ઉધરે, બિજો બુડાવા ફેરા ફરે; જાત એક પણ ગુણ છે જુજવા, આપ આપણે કરમે હુવા, કહો તો કહુ તેનું દ્રષ્ટાત, ભાગુ ભામાન તાહરિ ભરાંત; શુક કહે શેઠ સાંભળ મહારાજ. કહયુ કર તું કામનિ કાજ, નિચ જાત તો નારિ તણિ કહો તો દેઉ સાખ ઘણિ કનકાવતી નગરિ શુભ કામ, કાતીસેન રાજાનું નામ; લક્ષપતી ત્યાં બક વાણિયો સુખસાગર જુગતે જાણિયો,નગરનું રૂડુ નુર, પ્રાક્રમ તેનાં છે બહુ પુર; સપુત નામે દીકરી. લક્ષણવંતી ભાગે ભલી; દામોદરશા તણો દીકરો,વિજેપાળ કન્યાને વર્યો; પટાંતરે પંદર જોજન તણો,ગામ વેગળો દેશાજ ઘણો, વહાણવટી છે તેનો બાપ, ગયો કમાવા પોતે આપ; ચડયો વહાણ ગયો વીદેશ; પરમુલક પરધરતિ પ્રદેશ; પરનારી તે તનથી તજી, પરણી ભામની તેને ભજી;અ-વિદ્યા તે જાણે અન્ય, કો સ્ત્રીની સાથે ન મળે મન. લંગોટ બધે રાખે તે દન, નિચ બુદ્ધિ કરે નહી જન; પછી જઇ પ્રદેશ રહ્યો, વિચાર શો વિનતાને થયો; ભર જોબનમાં છે ભામની, કંદ્રપમાં સમજી કામની; અંગોઅંગમાં પ્રગટયો કામ,નારી જપે નરનું નામ. બેઠી ઝુરણ મનમાં કરે, પરપુરૂષ હઇડામાં ધરે; અહુસ્માત છે

ઘેર તે ધણી, આવાગમન નહિ અન્યજ [illegible], બેઠી માનની માળીયે માહ, વિપ્ર એક જમીને જાય. કેસરની ચરચા છે સાર; કંઠે કુસુમ ચંપાના હાર; વપુવેશ સુંદર શુભ રૂપ, ભામની જાને ભારે ભુપ, દિર્ઘ બાહુને દીવ્ય કપોળ, મરડી માથે બાંધે મોલ, ચાવે બીડાં મુખમાં પાન. તળે નીકળ્યો કરતો; દિઠો દેવાંશીત દેહ, ઉપન્યો તે નારીને નેહ. ડાહી હતી ઘરમાં એક દાસ. પ્રીતે મોકલી તેની પાસ, તેડે શેઠાણી મારી, વીપ્ર ચીંતા ગઇ તાહરી. રવીવારનું કીધું વરત, દાન આપવા તેડે તરત, વીપ્રજ મનમાં એવું કળે, વાટે જાતાં આવું કયાં મળે. શેઠ તણી ડાહિ દીકરી, તે તેડે પ્રીતે કરી; તાંદુલસોનુ આપશે, વળી જોર કરી થાપશે, આવો વાટ મન માંહે કરયો,વીપ્ર મેડી ઉપર ચડયો;દીઠી વનિતા વિપ્ર વિવેક,દીઠી જોબનવંતી એક; નારીએ ઝાલ્યો નરનો હાથ;બોલી શામા બ્રાહ્મણ સાથ, ઘેરબેઠા નીતભોજન જમો, માહરી સાથે રંગે રમો. દેવું ઘટે તે દો મુજ કામ;દહાડી તમને આપુ દામ. તે બ્રાહ્મણ બાબત બુજીયો, થરથર બ્રાહ્મણ તે ધુજીઓ, નગરશેઠ તણું ઘર એહ, નારી સાથે નવ જોડુ નેહ, તે બ્રાહ્મણ પગ લાગીયો, માનની સાથે માફી માગીયો; તાહારે પગે લાગુંછું નાર, કાહાડી મહેલ મુજને તું બહાર; માહારો પગનો ટકતો નથી, ક્રોડ વાર હું કહુંછું કથી; મુજ ઇજત નેજીવડો જાય, તાહારો સંગ મુજથી નવ થાય; એમાં મોત ઉપજે માહરૂ, એવું કામ ન કરૂ તાહરૂ. દોહરા—વનિતા કહે છે વિપ્ર સુણ. ધીરજ મનમાં રાખ; તાહરૂ નામ કોઈ લે નહી, તેમાં શ્રી સુરજની સાખ.સઇયર ગાહરી માલણી પ્રીત ઘણેરી પેર; નીત રાતે આવજો, તે નારીને ઘેર, વડ હેઠ ઘર તે તણું નહી પાડોશી પ્રીત; સુખે સજ્યા પાથરૂ, રમજો રૂડી રીત; ખાવા પીવા ખરચવા, દહાડી આપુ દામ; પ્રતાપ ઇશ્વરના થકી. લેઈ ન શકે કો નામ; વારૂ કહી વીપ્રજ વળ્યો, આવ્યો પોતાને દ્વાર. શેઠાણીએ સેજમાં, તેડી માલણ નાર. માલણ તાહરે મંદિરે, આવે વિપ્ર વિશ્રામ, સનમાન દેજે એહને,પુરી રાખજે ઠામ. ભોગી પુરૂષને ભાવથી, ભેટ કરે તું ભોગ, શીખામણ કહી મોકલી શામા શુભ સંજોગ,ચોપાઈ—માલણ ગઇ પોતાને વાસ,દિધી શીખામણ કીધીદાસ, સેજયા પાથરી પુષ્પજ તણી,શુભ સામગ્રી બીજી ઘણી, વિપ્રે વિચારી મનમાં વાત, ઘટીકા ગઇ બે ચારેક રાત; પ્રીતે પ્રેમદાએ, પરઠી પેર, ગયો વિપ્ર માલણને ઘેર. આસ્વાગત દીધાં સનમાન, લવીંગ સોપારી એલચી પાન. શુભ સેજયા ઢાળી એકાંત; ભાગી મન થકી તે ભરાંત; એટલે શેઠાણિ આવીયાં, ત્રિવિધ સામગ્રી તે લાવીયાં. સઘળી વાતે મળ્યો સંજોગ, કીધો ભામનિ સાથે ભોગ; નરનારીને ઘણું થયું છે હેત, નીતનીત બાંધ્યો એ સંકેત અહરનીશ ત્યાં એવું હોય, અન્ય વાત નવ જાણે કોય; એમ દીવસ થયા છે ઘણા, આવ્યા છે વહેપારી વહાણજ તણા. વાગ્યા દુદંભી ઢોલ નિશાન.જુગતે થયા સરસાને જાણ,જવાન [illegible] આવીયા.

માલ અનંગળ લાવિયા,એક માસ થયો જ્યારે, જમાઇ ઘેર આવ્યો તાહરે; તારૂણી તેડવાને કારણે. આવ્યો સસરાને બારણે, મળ્યા ભેટી ભલી પેર કીધ, કોડ પમાય વારૂ વિધ વિધ. શાક પાક ભલાં ભોજન, માન્યુ સજ્જન તણુ ત્યાં મન; દીવસ ગયા છે દસ બાર, નયણાં નવ મેલે ઘર નાર, શેઠ વિચારે લજ્યા ઘણિ, બાળકછે તરૂણી મુજ તણી. એક દીવસ મળીયાં એકાંત, આપ્યાં રત્ન અમુલખ ખાંત, મુકતાફળ તણી જે હાર,આપ્યો મુલ બહુ અપરમપાર માણુસ ઘરમાં છે બે ચાર, તેમણે કીધો મન વીચાર, ઘણે દીવસે શેઠ આવીયા, રત્ન ચીંતામણી લાવીયા; નણુથલ અણુસરત્તાં કયો નથી, સો શીખામણદે સરવથી,એક દિવસ પરાણે પ્રીત, કરયાં એકઠાં રમવા રીત; દાદરો અટકાવીયો બાર, રહયા એકઠા નરનેનાર. નારી ઘુંઘટ તાણી પડી, બોલાવી નવ બોલેતે ઘડી.કાલા વાલા શેઠે કરયા, શાંત ધરી ખોળા પાથરયા, તોયે નાર નવ બોલે નેટ, થાકયો બાપડો શાણો શેઠ,મંદિર કને આવીશ જ્યારે. ઘણાએ બોલ બોલીશ તાહરે; એમ વિચારી નિંદ્રા કરી. પુરૂષ પોઢે ઠેકાણે કરિ, નીદ્રા વશ થયો જ્યાહરે,.વિચાર કર્યો વનીતાએ તાહરે; વીપ્ર જોતો હશે મુજ વાટ તેના મનમાં રહે ઉચાટ, નારી દોર નાખી ઉતરી, માલણ મંદીર પરવરી, રાત અંધારી છે ઘન ઘોર, મળીયા હેઠે ઉભા ચાર ચોર, ચોરે ચીત વીચારયું ઘણું, લીજે આભુષણ નારી તણું, એક ચતુર છે તેમાં ચોર, સમજ્યો વાત તણો અંકોર.ઉતરી આ વેળા નાર.જુવતી રમવા જાયે જાર;પછી ફરીને આવે આંહ, જોઇએ જુવતી જાએ કયાંય, ચરચા જોવા ચોર તે ચાર; પાછળ તસ્કરને આગળ નાર;વીનતા ગઇ માલણને વાસ,પુઠે ચોર જુવે છે તપાસ; માલણને મંદીર કઉતક હોય, તેતો અન્ય નવ જાણે કોય,

દાહરા—વીપ્ર વાટ જોઇ રહયો, ઉપ્યો અતીશે આપ;પુષ્પપેમલ કારણે.આવ્યો મોટો સાપ, પગ હેઠો પડયો પુરૂષનો, વાગ્યો નાગને શીશ,ખીજ્યો તે મનમાં ઘણું, ચઢી સબળી રીસ, આઉખ તેનું આવી રહ્યું, કોઇક જનમનું વેર, ડસ્યો નાગ તે ડંસ કરી. જોતાં ચઢીયું ઝેર, પુરાં વરસ સોએ થયાં માનવી પામ્યો મરત, એવે શેઠાણી સેજમાં; તરણી પોચી તરત. દીપક જોત છે દિપતિ; આવિ ઘરમાં નાર; જગાડી જુગત કરી, ભામની તે ભરથાર.મુવા કોઇ જીવે નહિ,કર જો કોટી ઉપાય, અરે ઇશ્વર આ શું થયું, આકુળ વ્યાકુળ થાય કાષ્ટાવતે કાયા થઇ;નારીને મનનેહ, ફરિ ફરિને કામનિ, દાખે તેહની દેહ.કઉતક એક ત્યાં કારમુ,થઇગયુ ઘનઘોર.બાહેર બેઠા બુધ લહે, ચારે ચતુર તે ચોર, માલણ મંદીર ઉપરે, વડલો મોટો વરક્ષ. તે ઉપર વાશો વસે જોરાવર એક જક્ષ, તેણે તરૂણી ઓળખી, કુડુ કરે છે કામ; શેઠ પોઢાડયો શેજમાં,એ આવી છે આ ઠામ.મુઆ ઉપર મમતા કરે,જીવતાને નવ જોય, હરામખોર એ આગળે,અન્ય ન દીઠી કોય,ઉતરયો અકલ આપે થકી,તજીયો વ-

કસથી પેશ,જક્ષે તો જુકતી કરી,પુરશ માંહિ પ્રવેશ. આળસ મરડી ઉઠીઓ, જન વિપ્ર તે જાય; હરખ ધરી પુરણ કરી, પ્રેમદા લાગી પાય, નીંદ્રાવશ નર કેમ થયા, કેમ દાખી નહી દેહ;કેમ તમે તોડીયો, મુજ નારી શાથે નેહ, નર કહે નીંદ્રા ઘણી, આવી મારે અંગ;તે માટે બોલ્યો નહિ, શામા તારે સંગ.સરવણ ચીત ધરી કરયું, પ્રીતે પાયુ દુધ.ભામની તેને ભોળવી,બળ પ્રાક્રમ બુધ.પરવરયો પુરણ પ્રીત કરી. સ્થીર થઇ ખાધો પાક,કોપ કરીને કરડીયું,તે નારીનું નાક, બાળાબુમ પાડ ઘણી, દેહ શમે કેમ દુખ;તુટયું નાક નારી તણું રહ્યું વીપ્રને મુખ, જક્ષ તો વ્રક્ષે ચડયો, કરી કામ એ તરત; પાછો વિપ્ર પડયો ત્યાં જેમ પામ્યો મરત ચોર ચડયા જુવે ત્યાંહાં,બેઠા છે જે આહાર;માણુસને કહે માનુની જાગ નમેરી નાર,હવે ઉપાય શો કરૂં. દે શીખામણ મુજ પેર, નાક વિના નારી થઇ, કેમ જવાશે ઘેર. ઉતર શો દેઉ એહનો. પુછે માને બાપ; નર નારી સહુ નગરની,ઉતર દેવા આપ. સ્વામી પોઢયો સેજમાં,તેનો સબળો શોક; પુછે તેને શું કહુ,લક્ષણવંતા લોક.ચોપાઇ–કહે માલણ સાંભળ કામની,જા મંદીર હવડાં જામની;ચઢો માળીએ તું જ્યારે, પાડે બુમ તરૂણી તાહરે, ગળે ઘરધણીને તું પડે, કહીયે મારી સાથે વઢે;હું વણસાડયુ છે તાહરૂ; કાપ્યુ નાક શાને માહારૂ, મુકયો કેહોને આડે હાથ,સઉને ઉતર દેજે સાથ;જા ઉતાવળી કહુ છું કથી.બીજો ઉપાય નો તાહારો નથી;એવી વાત તેણે સાંભળી, વીનતા વેગે પાછી વળી ચોર ચાર તે કેડે ગયા,વીચાર કરી વીસ્મે થયા; શણગાર એના નવ લીજીએ આજ,જોઇએ શું કરેછે કાજ;ચરચા એ નારીની જોઉં,માહારા મનનો સંદેહ ખોઉં માનનિ તેનો માળીએ ચઢી,પાડી બુમ તે વેળા ઘડી;ધાઓ ધાઓરે માને બાપ.દેછે દુખ આકરમી આપ.સુતાં હુતાં સર્વે લોક,શામા દેખી પામ્યા શાક; આવડું કષ્ટ તે કેમ વાપીયુ. નારી નાક કોણે કાપીયું.

દોહરો–ભુંડો એ માહરો પતિ,જરનો એને છાક; વાત કરતાં વઢો પડયો, નારિનું વાઢયું નાક. ફટફટ સહુકો કરે, આખા નગ્રમાં આંક;એવું કામ કરીએ નહી; શો નારીનો વાંક. સાસુ સસરો શોકાતુર થયા, ફટફટ કરેછે લોક; ન ઘટે તે આણે કરયું, ગહુ લોકને શોક. શેઠને કાંઇ સુજે નહી, શો ઉતર કહુ શરવ સાથ, પડયો આભરો બાપડો, કાને દીધા હાથ, જાણ રાજદ્વારે થયું, લોપી તેની લાજ;દા શેઠને શુળીએ, કેમ કરડયું શું કાજ. રામા રતન સરીખડી, એકજ કરી અજાણ;બોલેલું મટે નહિ,પાપી પુરણ પ્રમાણ, મલ્યા લોક સઉ ગામના,ખલક અતિ અંકોર;અચરત જુવે છે ઘણું, પેલા ચારે ચોર. વણીક તો મારયો જશે, શાહુકાર તે શેઠ;પાય પડે તે આપણને વિનતા તે માથે વેઠ.

ચોપાઇ–ચાર ચોર પધારયા તાંહ,મળી સભા બેઠીતી જ્યાંહ,વાંક ઘણો વીનતાનો તાંહ, રાત હતી અંધારી ઘોર,અમો ઉભાતા ચારે ચોર,કૌતુક કરયું એક એ,

નારીએ નાંખ્યો દ્વાર ઉતરી બારિયે પ્રીછા અમો પુઠળથી પેર, માનની ગઇ માલણને ઘેર; ત્યાંહાં વિપ્ર પોઢયો તો આપ, તેને પગે ડસ્યો સાપ, તે વીપ્રતો પામ્યો પ્રત ઉતર્યો એક વડથી યક્ષ તર્ત. કર્યા પ્રવેશ કાયા જોગવિ, ભામની તે ભુતે ભોગવિ. પોતે ઝાડ ચડયો જ્યાહરે, કરડી નાક ખાધું તાહરે, દુખ પામી નારી તે ઘડી. પ્રેમદા ગળે પતિને પડી, માલણસની શીખવી આવી ઘેર; પછે કરી પેમદાએ પેર; પાડી બુમ જાગ્યાં માબાપ, રાજદ્વારે આવ્યા આપ, તે પારખુ જુગેતે જુઓ; પણિ પોતાનું શાને ખુઓ, તે વાતનું તરસે ધારમ, મુઓછે બ્રાહ્મણ માણસને કરમ, ગયો રાય તે જોવા કારણે; પડયો વીપ્ર મારણને બારણે, તેના મુખમાં દીઠું નાક. સાચુ માન્યું તસ્કરનું વાકય, ચાર ચોરને સાચા કીધ; તે ચારને સરપાવ દીધ, શામા શુળીએ દીધા જ્યાહરે, સ્વામી ઉગર્યા તાહરે. મુકાવિ જીવતી તે આપ; એ ભોગવશે એનું પાપ, કહે પોપટ સાંભળરે રાય. એવો નારીનો અન્યાય, દીઠી વાત કહુકામાન કુડામાં કુડી કામનિજાણે વીશ વશા વિનાતાનો વાંક, ભુંડી ભામની આડે આંક.

દોહરા—મેના કહે મારૂ સુણો; ભુંડું ભુંડા ઘેર; મારૂ વ્રત કોણે ભાગીયું; તેની તે શી પેર. પ્રાણ તજુ હું માહરો. આપુ હત્યા તુજ; જોરાવરિ જારી રમ્યો, દોશ દે છે એ મુજ. ચોપાઇ—શેઠ શેઠાણી સાંભળો બેય, શુક સાથે સબળો છે નેહ; હક તે એક કરોજી કાજ; રખે રાખો કોઇની લાજ, બ્રહ્મહત્યાદીક પાતિક તુને, કરી ન્યાય દેખાડો તુને; પોપટને દો ઘણીજ વિર, ધરમ વાત તણિ જે ધીર; બેમાં હોયે જેનો વાંક, દો શુળીએ આડે આંક; શેઠ કહે શુક સાંભળ વાત, ખરી કહે અમ આગળ ખ્યાત, તારા મનમાં તે શું હતું; તે અમ આગળ કરવું છતું. તમને ઇશ્વરની છે આણ, જો મુખ બોલો જુઠી વાણ; કહે શુક માંભલરે શેઠ, જુઠી વાત કહું નહિ નેટ. એકઠાં ધાલ્યા બંને નરનાર, થતો અન્યાય આ ઠાર, હાવ ભાત હેતથી કરો હેતે આસપાસ હરો, મેં વિચારીયું મારૂં મન; એક જાતી પખીછું જન; જે મેના કહે તો કરૂં વિનય કરી વીનાતાને વરૂં પંખીને પરણ્યાની પ્રીત. હેતે કહું ત્યાં રૂડીરીત, દિઠી રૂડી એની દેહ, નારી સાથે કરયો મેં નેહ જાણ્યું રાખશે છાની વાત, એનો થઇ ગુણકાની જાત, એણીએ મનમાં ન ગણી લાજ; કર્યું કામનીએ કાજ, કામની કહે તેતો હું કરૂં. વનિતા હેતે કહે તે વરૂ, એનો હોંશ છે મન માહરી. પુછે મેના રાણી તાહરી, શેઠાણી કહે સાંભળ સતી; લાજ ન રાખીશ રજ રતી, તારા મનની કહેરે વાત; સોંપુ શુકરે તાહને હાથ, જો ગમેતો અવગુણ સાંખ, જો ગમે તો મારી નાંખ, તારી દાઝ ઓલાશે કેમ; સાળું કહે તું મારા સમ, સારિકા કહે શેઠાણી સુણો. ભાવ એવડે શાને ભણે, મુજને તો એ ઉપર ખાર, મારી નાખું આણી વાર; શું કહીએ શુક એકજ તણો; વ્હાલો પ્રાણથી પોપટ ઘણો; માટે કહ્યું એ મારૂં કરે તોનો પ્રાણ એનો ઉગરે; કહ્યું કરે એ મારૂ આપ, તો વાંક ગુન્હો કરૂં હું માફ.

દોહરા—શેઠ કહે શુક સાંભળો, પીછો તમારી પેર, કર્યું કરો મુજ માનની તો સુખે રહો મુજ ઘેર. શુક કહે સાંભળ સારીકા. કહે મન આવે તેહ; પછે પરણું તુજને.પ્રેમે કરશું નેહ. ચોપાઈ—કહે સારીકા તુજથી થાય.તો કહુ તે એક ઉપાય; ગ્રહ વાંકા શેઠાણી તણા, શુન્ય સ્થાપન પડ્યા છે ઘણા, વંચમે મંગળ રોહદે કષ્ટ, સ પુરાનુ શનીશ્વર દેખે દ્રષ્ટ, એ ગરહ જેને જુગત જોય. વનીતા વાંઝણિ નિશ્ચે હોય,જો ગર્ભ ધરેમહાને પેટ;તો જીવનો મુકુ નહી નેટ,બીજુ વચન કહુ તો કરું;તો વર વાનો કરીને વરૂ, પ્રિત ધરી રાખું પાસ; મુલે ખરીદી થાઉં દાસ; આજ થકી તો મહીના સાત. શેઠ શરીરે જે એક ઘાત. અચાનકથી મુરછા થશે, ઘડી ચારમાં જીવજ જશે; તેને જીવવાનો ઉપાય. લાજ સોટી જો તુજથી થાય. દોહરા—સારીકા કહે પોપટ સુણો, કરો બેઉનાં કાજ, તો ગણુ હું તુજને,રાખુ તારી લાજ. ન કરે કાજ તો મારૂ, તે ગણું તારૂં પાપ; જોરવરી જુવતી કને, જાર રમ્યો તુજ આપ. ચોપાઈ—ઉગરે શેઠ કરો ઉપાય, તો તું મારો સ્વામિ થાય;સુણુ એનું આશીષ થાઉ, તો તારી બલીહારી જાઉ.

દોહરા—પ્રતિજ્ઞા પોપટ કરે, રાખે દ્રઢ વિશ્વાસ; જો ઉપાય કરી આવશુ; પ્રિતે તારૂણિ પાસ; જરૂર જવાદો મુજને, પરહુ રામની પેર.માસ ચારમાં તુજકને આવું, આણે ઘેર. સારીકા કહે તુ સમ કરે. નીશ્ચે નાશી જાય, પછે મરવાને કારણે. શાને પેદા થાય; શુક કહે સાંભળ સુંદરી, કરૂ પ્રતિજ્ઞા આપ, જો ન આવું તારી કને, તો પરલેકાળનું પાપ; ગમન કરે જે ગોત્રમાં ગુરૂ પત્નિ શું રંગ પરકે સમ પંચ. દેવતા નીંદે ગુરૂને અંગ: વીશ્વાસઘાત વળી જે કરે. ધરે અહંકારી આપ. જો ના આવું તુજ કને, તો બ્રહ્મહત્યા પાપ.

ચોપાઈ—વચમાં ઈશ્વર વચમાં રામ, વચમાં રાખ્યા, સાળીગરામ; સમખાઈ ત્યાંથી વાળ્યો; પખી ઉડીને પંથે પાળ્યો, પોતે વિચાર્યું પછે ત્યાંહ, ભારે કામ મુજથી કેમ થાય; કરી પ્રતિજ્ઞા ખાધા સમ; ત્યાં ગયા વિના ચાલે કેમ; વીક્રમસેન ઉજેણિ ધણી, તેની કીરતી છે અતી ઘણી. ઘણા લોક પામે છે સુખ, તેને જઈ કહુ મારૂં દુખ. સંકટ સહુ લોકનાં હરે, કદાચ અરથ જો મારો સરે; એ મનમાં રાખી આશ, આવતો તેમાં તારા પાસ. વળી વિચાર્યું મેંતો મન, સત વાદી રૂડો રાજન; એ આગળ મુકુ કેમ લાજ,પાડુ હળવો સભામાં આજ, એ કામ કેમજ હું કરૂં: અગ્નિ દેહ બાળીને મરૂં એટલા સમ ખાધા તે પળે, ફરી રાંડ પડે નહી ગળે. દવ બળતા દીઠો જાહરે, તેમાં પડતોનો તાહરે; સ્નાન કરી સુર્ય સાખીઓ, સાચી વાત કહિ છે અમો; પુછોછો તો સુણજો તમો, હવે પુરમાં રાજા પરવરયો; જે કરતા તે કામજ કરો, દવમાં પડવાદો મહારાજ, તમે કરો તમારૂ કાજ, આવી વાત સાંભળીછે જ્યાંહ, તતક્ષણ રાજા બોલ્યો તાંહ દોહરા—પૃથ્વપત

કહે પ્રીતથી પીછો તમારિ પેર; શ્રી ઇશ્વર દુખ ભાગશે; આવ્ય અમારે ઘેર. પ્રીતે ઘાલ્યો પાંજરે, કરયો વાયદો તરત, આશા પુરે અંબીકા, એક માસમાં તરત. સમ ખાઇ સુખીયાં કરયાં,આપ વિચારી મન, આદ્યશક્તિ તું ઇશ્વરિ ટેકરાખજેતન.

ચોપાઇ–ધ્યાન ઇશ્વરનું મનમાં ધરે; નિત્ય કામ પોતાનું કરે, એક દિવસઆપે અધીપતી, ગયો શીકાર પોતે મહિપતિ; વછોડુ સર્વ લશકરનો થયો, રાય એકલો રણમાં ગયો બેઠા છે ત્યાં તપસ્વી એક, ધરે ધ્યાન ત્યાં વારૂ વિવેક; નથી રાખતો કોની આશ, પૃથવિપત આવ્યો તે પાસ; ભુખ તરશ ટાઢ છે ઘણી, પામ્યો દુખ અરણિનો ધણિ; જઇ શીદ્ધને નામ્યું શીશ, રહ્યો આપ આથમતે દીશ, સીદ્ધ કહે શું છે નામ, કેમ આવ્યા છો આણેઠામ. બોલ્યો રાયમન આણિ ધીર. ઉજેણીપત વિક્રમવિર, શિકાર રસ્તે ભુલો પડયો, આશ્રમ આણે આવિ ચડયો, અવનવું મેં દીઠું અર્ણ, જાણી સીદ્ધ આવ્યો તમ શર્ણ. બાંધ્યો અશ્વ મઢુલી માંહ, ખાણચાર પછે દીઠી ત્યાંહ, અમ્રત જેવાં ફળ અનુપ; સંતોષ્યોતેભારે ભુપ, પાથરણ ઓઢરણ આપ્યાં ઘણા, કર્યાં જતન પૃથવિપતી તણાં; પ્રાતઃકાળ થયો જ્યાહરે, સુતો અધિપતિ ઉઠયો તાહરે. રાજા કહે કાંઇ માગે ગરથ, સઘળી વાતમાં છું સમરથ; કહે શીદ્ધ માહરે શી ખોટ.શીખાંધી મુજ પાસે મોટ,રાજા વળતી બોલ્યો ત્યાંય, આવજો નગર અમારા માંહ. કરૂ ચાકરિ તમારિ ઘણિ, તો જાણુંજો ઉજેણિ ધણિ, સીધ સુણને એવ વાત, બોલ્યો રાજા કેર સાથ.

દોહરા–સીદ્ધ કહે સુણ મહીપતિ, મારે ઘેર ઘણિ ભુખ. આહાર આપતાંતુજને ઘણું લાગશે દુખ, અપવાસ કરૂ એક વરસના, નિરભે સાથે નેટ.પછે કરયું પારણું પુરણ ભરિ પેટ, રાજા કહે જેમાગશો,તે આપુહું અહાર; અજર ન કરૂં એક ઘડિ, પલક ન લાગે વાર, તુજ સમાન વ્હાલુ નહિ. તમ સમાન નહી પ્રીત; મારા સમજો માનજો, રંજીત મનની રિત.

ચોપાઇ–માગી શિખ તે મહિપત ગયો, પોત પોતાને કામે થયો, વિત્યોદિનવિતિ છે ઘડિ, તે વાત વિસારે પડિ. એમ કરતાં આવ્યો એકદન, સીધે આપ વિચારયું મન; જોઇએ રાજા કેરૂ રૂપ, ભલોકે કપટી છે ભુપ, સત્ય અસત્ય ચાલેછે એહ, કેવો નારાયણ પર નેહ; માટે એની ધિરજજોઉ, મારો મનનો સંદેહ ખોઉ, ચેલોતે પોતાનો કરયો, કુંવરરાજા કેરો હરયો; લાડકવાયો વરસે સાત, બત્રિસલક્ષણોવિશ્વ વિખ્યાત, ઇન્દુમુખ તરૂણિનું તેજ, હરખ ઘણો રાજાને હેજ; તમ મન ધન પોતાનો તેહ,જીવ થકી નરપતને નેહ, જુએ મુખ ત્યારે અન જમે, કરે રમત તે સઉને ગમે; પલક પરો નવ રાખે રાય, ઠંઠ વળગાડે કોમળ કાય ગયો કુંવર કહે છે સઉ લોક, સભા બધી પામી શોક; હાહાકાર નગરમાં થયો, કુંવર કોડીલો તે કયાંગયો, વીવ્હળ થયું રાજાનું મન, કો મુખમાં ઘાલે નહીઅન; રાજા મુકીને બેઠા રાજ,કહે

છે પ્રાણ કરૂં તે તાજ. કયાં જાઉં હવે શું કરૂં, પ્રાણ દેહમાંહે કેમ ધરૂં; વનગાડીજેણી ગુફાય, ઠામ ઠામ. ખોળાવે રાય; કુંવર તણીવધાઇ ખાય, મોહો માગ્યાં કહે આપું રાય; પુછ પુછારણ કીધી ઘણી. ન જડી શુદ્ધ કંઇએ તે તણી, કોટી ઉપાય કરવા તે ચડયો, તોયે પુત્ર સોધ્યો નવ જડયો; મુકી કુંવરતણી તો આશ, બેઠો નરપત થઇ નીરાશ.

દોહરા—એટલે આભુશણ તેહનાં. કુંવર પેરણ કાય, તે એક બ્રાહ્મણ કરધરી વેચવા ચઉટે જાય, સાહયો શોની વાણિએ, ફટફટ કીધિ ફોક; રાજદ્વારે લાવિયો, પુઠે ઝાઝા લોક. માર માર કરે ઘણિ, દે ઘણેરી ગાળ; મારયો પુત્ર એ પાપીઓ એમ ચડાવે આળ; કુડું કામ એ શું કરયું જીવિશ કેટલા કાળ; ઉત્તમ નહિ તું અધમછે, ચેતાવિયો ચંડાળ. બાળહત્યા બેઠી તુને, નરક જાશો નીરવાણ; શુળીએ દેશે સહેજમાં, તજશે હવડાં પ્રાણ, રાય આગળ ઉભો કરયો, આભુશણ છે હાથ; લોકલેખા વીના, સુંઢયા છે સાથ. રાય કહે રહો વેગળો લાવો મારી પાસ. જાણી વિનય કરયો દીધિ અદકી આશ, આભુસણ એ કો તણા, કયાંથી લાવ્યો આજ; પહેરનારો કયાં સાચુ કહો મહારાજ.

ચોપાઇ—કહે બ્રાહ્મણ નવ જાણું હું, ફરિ ફરિ શું પુછે તું; મારો ગુરૂ ગુફામાં હોય, ઓળખી શકે નહી કોય. તેનો ત્યાં બેઠો એકલો, મુજને આ વેચવા મોકલ્યો, તેણે મુજને સોપ્યું કામ. વેચી ઘરેણું લાવો દામ; હું વેચવા આવ્યો જ્યાહરે, બાંધી અહીં લાવ્યા તાહરે, સાચી વાતતો કહુછુ કદી, બીજુ જ્ઞાન હેજમાં નથી. રાજાને મન લાગી રાડ, તારો ગુરૂ મુજને દેખાડ, બ્રાહ્મણ સાથે આવ્યો ભુપ, રણમાં બેઠો સાધુ સ્વરૂપ, વસો રાય રહયો તો જ્યાંહાં, તે ઠેકાણે આવ્યો ત્યાંહ; આ ગુરૂ બેઠો બારણે, મોકલ્યો વેચવાને કારણે, ચેલો ગરમાં નાશી ગયો, રાય ગુરૂની પાસેરહયો કહો સીદ્ધ ધરાવો નામ. કરતાં ફિરો કુડાં કામ. આભુશણ કોનાં ઘડયાં, તમને કયાંથી જુગને જડયાં; એ પહેરનારો જે પુત્ર, તેને શું કરયું સુત્ર; સીદ્ધ કહો તમે સાચી વાત, જીવે છે કે કીધિ ઘાત, દુનીયા બધી દુખી થાય છે, પુત્ર વીજોગે જીવ જાય છે છપ્પો—મહા દુખ માથે આળ, મહા દુખ માલ ગયાનું, મહા દુખ અતી અપમાન, મહા દુખ રોગ થયાનું; મહા દુખ જાએ નાર, મહા દુખ વેર વઢયાનું, મહા દુખ હારે હોડ, મહા દુખ ઝેર ચડયાનું, વળી મહા દુખમાથે મોતનું દુખ ઘેર ઘરસુત્રનું; કવિ શામળ કહે મહા દુખવળી, મોત થાય પ્રીય પુત્રનું.

દોહરા—ઉતાવળો થઇ સાચુ બોલ, પડદો આપ રૂદેમાં ખોલ, કયાં મેહેલ્યો એ મારો બાળ; જીવે છે કે આણ્યો કાળ, સીદ્ધ કહે સાંભળરે રાય, જુઠ બોલ્યુ સુખે નવ જાય; વરસ તણા કરયા ઉપવાસ, થઇ પારણા કેરી આશ, બત્રીશલક્ષણો પુરૂષ જો મળે, ત્યારે મનનિ ચીંતા ટળે, વનવાસની છે જક્ષણી, પુરૂષણાં સતણી ભક્ષણી

રાંધી માંસને આપુ ભોગ, પછી જાત્રાને મળશે જોગ, જોયું મેં ઉજેણી માંહ, બાળક રમતો દીઠો તાંહ,બત્રીશ લક્ષણે જોયું ચેન, આણ્યો પુરૂશ ત્યાંથી એન;હું નવ જાણું તારો બાળ. ગરજ ભુખથી આંણ્યો કાળ; આપ્યો મેં ભવાની ભોગ. સુખ સામગ્રી સંજોગ, અસ્તી ચરમ છે તેનું નામ. મુજ આગળ મુકયું તે ઠામ, ભંડારને કાજે દામ, આભુશણ કરવું કામ, મોકલ્યો વેચવાને કારણે, ચેલો મોકલ્યો તુજ બારણે દોહરા–ત્રાહ ત્રાહ લોકે કહ્યું, નદે સહુ સંસાર, દિઓ સીદ્ધને શું બીએ, પંચ ઇટાળી માર, રાય કહે રહો સાંસતાં, જાઓ તમે સઉ ઘેર, ન કરો એને આકળો પુછુ રૂડી પેર. ચોપાઇ–પછી રાજાએ જોડયા હાથ, બોલ્યો વચન તે સીદ્ધને સાથ; તમે મારૂ કામજ કર્યું, રૂડી પેરે પેટજ ભર્યું. ભાગી છે તમારી ભુખ; હજી કંઇક દેહમાં છે દુખ, કહે સીદ્ધ સાંભળરે રાય.કહુ વાત સમજે મનમાંય, મારે માથે છે ગુરૂ એક, તેની કહુ એક વાત વિવેક; તે ઉપવાસ કરી એક દન, દિવસ કરીએ ભોજન. મન મળ્યો બત્રીશ લક્ષણો,આપે ભોગ ભવાની તણો.પેદા કરે ઘણેરો ગરથ, કરે ભંડારો સરશે અરથ;તેટલી ગરૂને થાશે આથ, ગુરૂ શીશાજ મશું બે હાથ; જો ગમેતો સુળીએ દો, જો ગમે તો આભુષણ લ્યો; જો ગમે તો જા સાખ્યા, જો ગમે તો મારી નાખ્યા; શું જાણું તાહરો પુત્ર, કાચું ભાગ્યું છે ઘરસુત્ર. મેં પણ મોટા અન્યા કરયો, તારો પુત્ર હેનેથી હરયો; ફટ કહે છે સહુ ગામ, મેં કીધું અમારૂ કામ; માટે જે કહો તે કરૂં, કહોતો જીવું કહોતો મરૂં; બેઠું પાપ મારે શીર નેટ, ભુખ્યો ન ભરાણું પેટ; હત્યા બેઠી ને દુખીયો થયો, સરયો અરથ ન ભુખ્યો રહયો.

દોહરા–કહે રાજા સીદ્ધ સાંભળો, દુખ ન ધરો મનમાંહ;ગુરૂ ભુખ્યો છે તમતણો તે ગુફા છે કયાંહ. આગળ થયો અધીપતી, દેખાડયો. તે ઠામ; કરે ઉપાસન એકલો નીરવાણ છે એ નામ;પાગ પડયો પ્રથવી પતિ જોડીને બે હાથ, તમે કરો ન પારણું બોલ્યા સીદ્ધ તે સાથ. ભોજન કીજે ભાવતાં,એમ કહેથી આજ,મુજને કાંઇક દિજીએ, દેવા સરખુ કાજ; મનમાં રાખો ઓરતો, તો તારે શીર પાપ; શીવ આજ્ઞા સાચુ કહો,જમ્યા તમે કેમ આપ. ચોપાઇ–સીદ્ધ કહે સાંભળરે રાય,કહું જમ્યાનો એક ઉપાય;પુરૂષ બત્રીસ લક્ષણ તણો,સત્યવાદી સ્વરૂપે ઘણો.ને આવે માહારે બારણે, હેને મરવાને કારણે; આપ હાથથી છેદે અંગ,કરે દેહ કાયાનો ભંગ વ્રતસંપૂરણ થાયે જોગ,આપે ભાવ ભવાની ભોગ; સંતુષ્ટ થઇને શકતી જાય;ત્યારે અમોએ ભોજન થાય; ત્યાંસુધિ બેઠા તપ કરૂ, આયુષ ખુટે તો ત્યાં મરૂં;ભોગ આપ્યા વીણ ભોજન હોય, એવિ વાત કહેશો નહિ કોય. કહેછે રાજા સીદ્ધ સાંભળો, મેલી મનનો આંબળો;હું આવ્યો ત્યારે બારણે,ભોગ ભવાનિ કારણે;કરો સીદ્ધ ઉતાવળા આજ, લાવો સામગ્રી તે કાજ; કહે સીદ્ધ સાંભળરે ભુપ, તું સત્યાદી રાજા રૂપ,

પરમારથ કરે પરકામ, તારૂ જે નવખંડ નામ; તારો પુત્ર એણે મારિઓ, અરથ પોતા તણો સારિઓ; હું મારા પેટને કારણે, તમને કેમ મારૂં બારણે;માટે જાઓ જીતવા ઘેર, નહિ કરૂ તમારિ પેર. પેટ ઘાઓ તો હું નહીં દેઉં, રાજભાર માથે નહી લેઉં;સાંભળો સિદ્ધ અમારિ વાત,મરતી નથી અમારિ જાત; આયુષ્ય પુરેજે નર મુવો, તે ગયો જુગને જુવો; પર કાજે તજે પ્રાણ, રહ્યો જુગમાં તેને જાણ;રૂડો ચીતવો મારો જોગ, તો આપો ભવાની ભોગ; જુગમાં રાખો અમારૂં નામ,તો કરવા દોને એ કામ. છપ્પા,જગમાં જીવ્યો તેહ,ખ્યાત ચાલી દશ દીશે;જગમાં જીવ્યો તેહ, કુળ તારયું લઘુ વીશે;જગમાં તે નર જીવ્યો જશે,વિમળ ગુણ જાણિઓ શામળ.કહે જીવ્યા સપુત તો પર કાજે દે પ્રાણિયો.ચોપાઇ–સિદ્ધ તણિ તે મંડળ માંહ. સામગ્રિ સઉ આણિ તાંહ,કરો કુંડ હુત દ્રવ્ય કાજ,તિલ તાંદુલ શ્રિફળ યતીરાજ સ્થાપન નંદ્દ હેનાં કરયાં,શ્રિફળફોફળ ઉપર ધરયાં:કરો હુતાશન જાગત જોત,સ્થાપ્યા તેત્રીસ કરોડ ઉદ્યોત;કરી ઘણિ ત્યાં ઘીની ધાર,મહા પ્રગટી અગ્નીની ઝાળ,રૂદે આયા રાખી મન ધીર,કરયું સ્નાન જઇ વીક્રમ વિર,ઇષ્ટ દેવનું સમરણ કરયું ધ્યાન આપ રૂદેમાં ધર્યું;જેમ વિવાહનો હોયે દન,એમ સઉ થયું મહિપતીને મન, વાલી કંઠ કરેણા માળ,સીંદુર તીલક કરયું કપાલ, પુરણાહુતીકરી જાહરે લીધું ખડગ હાથે તાહરે.ગયો કુળ નીકટ તે દિશ,આપ હાથ છેદંતે શીશ,જયજય શબ્દ કરી સંજોગ,લેજે માત ભવાનિ ભોગ;કરો તપસીનાં પુરાં કામ,માગે તે આપો ઠામ. ખડગ શીશ મુકે જેટલે,માંમા શબ્દ થયો તેટલે;રાય ન કર તું દેહની ઘાત,કહુ કર એક મારી વાત,ઉંડમન અમૃતો લોટ,કરોપુતળુ તારી જોડ; મહિકટકા હોમો કુંડ, સીદ્ધ થશે તેથીચામુંડ;પડયું ખડગ હાથેથી તરત,પાળ્યું રાયવિક્રમનું વરત, થયો ગુન્હ તેવું આરણુ બેસીદ્ધે કીધું પારણું;રાજાશીખ માગે જ્યાહરે.બેસીદ્ધ બોલ્યા તાહરે,ધન ધન રાજા તમારૂં મન,જીવતો દેખાડુ તુજતન,નહિ રાખ્યો મારવા કારણે, જોવા બરદ આણ્યો બારણે;બહુ સતવાદી પહેલાં હોય,તુજ સમાન દીઠોનહી કોય, શાબાશ તુજ પીતાને માત, સાબાશ તાહારા જુગતે જાત.મંદીર જઇને મોજે કરો, આપુ વસ્તુ તે કરમાં ધરો;આ લેફળ લેઇ મંદિર સ્થાપ, પ્રસવતી રાણીને આપ. સાત જન્મની વંઝા હશે, પુત્ર બત્રીશ લક્ષણો,થશે એ અમુલખ મોટી વસ્ત;હેતે આપુ તાહારે હસ્ત,પુત્રને તેડીને આવ્યો ત્યાંહ,વસે સીધનો ચેલો જ્યાંહ; તેણે આગતા સ્વાગત કરી, રાખ્યો હેત રૂદેમાં ધરી;અમરૂત મેવા આપ્યાં આહાર,જે નવદિઠા કોઇસંસાર, પ્રાતકાળ થયો જાહરે,માગી વીદાય વિક્રમ તાહરે,કહે ચેલો સાંભળરે રાય, મોટો છે તારોમહી માય,તે મુજ આગળ મેલ્યું શીશ. પણ ન આણી મનમાં રીસ, કરયું ન વ્હાલું ઘર સુત્ર,ન કરયો વ્હાલો પેટનો પુત્ર;કરયું વ્હાલું પરમારથ કામ;દુખભંજનતે તારૂ નામ, પુન્ય તણો નડી તારો પાર;આપુ વસ્તુ તુને એક સાર

૨, સફળફળો લેઇ ઘેરજાઓ,અંતકાળઆવેતવખાઓ;વિઘ્ન વળશેત્યાંહાં તમતણું, થશે આવરદા બમણું ઘણું;દુરલભ છે દેવતાને એહ.નરપતતુજને આપુ તેહ;વસ્તુ અતુલખ બે તુજ સાથ;સપુતછે રાજાને હાથ, થયુ નગર ઉંજેણી જાણ;હરખે ગરગડીયા નીશાન;નાનુમોટું નગરનું આવે,નાનુ સહુ બાવન પુષ્પે વધાવે બહુ દીઠા પુત્રને વાધ્યું હેત, નરનારી માબાપ સમેત,રાજાઆવી બેઠો પાટ,કર વખાણ બોલો હાથ;બોલ્યો વીકરમરાયની સાથ,ફરીફરી શું કહીયે તુને,શીદ વાલી મુકયાછે મુને; મારો અરથ તમથી કેમ સરે,કામ ઇશ્વર વિના કોણ કરે;માટે તુજ વચને તે જાય, કાહાડી,મેલ મુજને તું રાયઃદાવાનળમાંહી જઈ અડું,વેણી માધવ માંહી પડું;ત્યારે વિક્રમરાજા હશે,બોલ શુકનો મનમાં વશે; અમુલખ વસ્તુ બેમાં હતી,કીધી પોપટ આગળ છતી, એમાં ગુણ ઝાઝા છે એહ; તપસ્વિએ સોપ્યો આણિ નેહ. કહયોબે ફળનો મેવ,દીલરીઝયો તે પોપટ તણો,રાજાને દીધી આશીશ.છવે રાજ કરોડ વરીશ, નીત્ય નીત્ય કરો પરકામ.નવે ખંડ મહિતળમાં નામ,જેવું કામ કરયું માહારૂ,ઇશ્વર નિત્ય કરે તાહરૂં; એ રીને આપી આશીશ, ચાલ્યો પોપટ વણિકની દીશ.

દોહરા—પોપટ ફળ લઇને વાળ્યો, આવ્યો વણીકની પાસ,શેઠ શેઠાણી રંગમાં, ત્રીજી મેનાઆશ.મુકયાં ફળ મુની આગળે, મનમાં થાય આનંદ.કળા વધિ પોપટ તણી. જેમ અજવાળો ચંદ્ર, પુષ્પ નક્ષત્ર રવિ વારશું, આપ્યું તેને દાન, પ્રાશુ ફળ તે પ્રિતમાં ઉલટ આણિ મન, ગરભ રહયો તે દીનથી.પોહોતિ મનની આશ, માસ ચાર તે વિતીયાં, વિનતા મન વિશ્વાસ, વણીક તણો જે વાયદો, નીસ્ચે આવ્યો નેટ, અધી અધિક હેત આરોગી ગયો, પ્રીતેથી ફળ પેટ, વીધન વળ્યું તે શેઠનું, ભોગવી રીદ્ધ ધરસુત્ર; બત્રિશ લક્ષણો બહુ ગણે. પ્રેમદા પામી પુત્ર, પોપટ પરણાવ્યો પ્રીતથી, મેના કેરી સાથ; અધીક હેતથી તે રહી. હેતે હઇડું હાથ, કહે પુતળી ભોજ સુણ. વીક્રમ મહીમા એહ; માથા સાટે લાવીયો; અરણુ આપ્યાં એહ. તન વ્હાલો નહિ તેહને વપુ વ્હાલું નહીં વ્યર્થ; પરમારથ વહાલું ગણું સાધે પર અર્થ

ચોપઇ—કહયાં પુતળીએ જે વરત. લખ્યાં પુરાણે પંડીત તરત; સંસ્કૃત કાળીદાસે કહયાં, પ્રાક્રમ કથાંતરે થયા; સંસ્કૃતમાંથી શોધી જથા; કહી પ્રાક્રત કવીએ કથા, ભાટ ચારણ કવી જન કરોડ, માગુ માફ બેઉ કરજોડ, અક્ષર ભેર ન જાણું અતી; જાણનાર સાચી સરસ્વતી, માત દિધી છે આવડી. તેવી બુદ્ધ આવડી, સાંભળતામાં પાતીક જાય; કાયા નીરમળ એથી થાય, સુણે શીખેને હેતે ગાય, પાંચે પાતીક તેના જાય. ભલી વાત ઉપર રહે ભાવ; સમણામાં નહી તેને તાવ એવું સાંભળી આપે દાન, આ લોકો પરલોકે માન, આપે એકને પામે લાખ, તેની દે પુરાણે છાપ; મુરખ વિદ્યા પામે ઘણી, ઇશ્વર આશ પુરે તે તણી, નીરધન

ને તો પામે તન; ભગત નારાયણ નુર; રામદ ક્ષત્રિ પામે શુર; રોગીના રોગ વામશે, બ્રહ્મ તેજ બ્રાહ્મણ પામશે; ભલી બુદ્ધ પામે તે ભાટ, ચારણ ચાતુર કેરી વાટ. કવિ કહે હું સઉનો રાંક ક્ષમક કરશે કહુ મારો વાંક; કહે પુતળી સાંભળ રાય. એવા થાઓ તોધરજો પાય. એમ કહી આકાશે ગઇ, એ કથા સંપુરણ થઇ, શામળભટ કહે કરજોડ બોલો જયજય શ્રી રણછોડ.

ઇતિ શ્રી મેના પોપટની વારતા સમાપ્ત.

## કાષ્ટનાઘોડાની વારતા.

પવિત્રા નામની સોળમી પુતળી બોલે છે ને વારતારાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ ચોપાઈ—સિંહાસનનું પુજન કર્યું,ભોજે બેસવા મનડું ધરયું;ત્યારે પુતળી બોલી વાણ; સાંભળ રાજા ચતુર સુજાણ.વીક્રમ વીના ન ધરે પાય, અંગે કપુરો કોડીઓ થાય;વાધે રોગ કે પામે મરત, સદાપારખુ છેજી તરત, હું ચેતાવું આંણ દિશ.દાશમાં દેશો માહરે શીશ; મનમાં ગમે તે સારૂં કરો, પાછા રહો કે પગજ ધરો. ભોજ રાજાએ જોડયા હાથ; બોલ્યો તેહ સખીની સાથ; પાએ લાગીને પુછુ તને, વીક્રમ પ્રાક્રમ કહોને મને. સાંભળતાં પાવન થાઉં, ઔર બેઠાં ગંગાજી ન્હાઉં; તો થાઉંતોપગજ ધરૂં, નહિતો એનિ પુંજા કરૂં, બેઠો હેઠો જોડી હાથ, મનમાં સમરયા શ્રી રઘુનાથઃ રાજા ભોજ હુંકારો દિએ, પુતળી વાત વિક્રમની કહે. દોહરા—કહે પુતળી ભોજ સુણ, પવિત્ર વિક્રમ રાય, મહિમા સુણજો તે તણો, દોહલા દુખ પીલાય, ગડ ગુમડ પીડા નહી, દેહે વ્યાપે રોગઅલ્પ મરત્યુ પીડા નહી, નહી કલત્ર વિજોગ.

ચોપાઇ—નગર ઉજેણી માલવ દેશ; રાજ કરે વિક્રમ નરેશ; જેવું રાજ શ્રીરામજ તણું તેથી સુખ છે તેને ઘણું; નવલેરિ નગરી છે સાર. ઓછવમંગળ અપરંઅપાર, ઘેર ઘેર શીવનાપરશાદ, વઇશનવ ભક્તિ અતી ઉલ્લાસ;ધરમવંત સહુકોની દેહ; માગતા વરસેછે મેહ; ફળે વનસ્પતી ભાર અઢાર, કો ઉપર નવ આણે ખાર; અજા વાઘ સહુ એકઠા ચરે, અઘટતું કો કોનુ નવ કરે પારકુનું નવ તાકે ધન, અન્યાય અધરમ ઉપર નહી મન; પાપે પેટ કોઇ નવ ભરે, ચાડી કોઇ કોઇની નવ કરે,અવર અન્યાય નહી લગાર,સહુકોનો ચાલે વહેવાર, ખેડુત જનને સવળો લાગ, રાજા પામે દસમો ભાગ; સોંઘુ અન સહુકોને મળે. વશુધા તેના સફળે ફળે, પતી વરત પાળે સઉ નાર, કો કોને નવ લોપે કાર શીધવડ અને ક્ષીપ્રા તીર, વૈતાળ આદે વસે સઉ વિર, ચોરાશી તો વસે છે સીધ, પાશે અને વસે છે ત્યાં નવ નિધ; શીવશંકર માહાકાળેશ્વર નામ, કરે અણુર્ચીતવ્યાં ભારે કામ, હરસીધ વસે છે ત્યાં સાક્ષાત, તેની વાણિ વેદ વિખ્યાત, સીધવડ મોટો ગંભીર, રાજ કરે ત્યાં વિક્રમવિર,

અનેક પંડીત પુર પ્રધાન, ગુણીજન જાચકના બહુમાન; દુખીયા જન આવે છે ઘણા, રાજા કષ્ટ ભાગે તે તણા. નવે ખંડ ચાલી નામના, રાજા પુરેછે કામના, એક દીવસ વિચાર્યું મન; માગશર ચોથનો દન. ગણપતીનું વ્રત સહુ કરે, સંપત સારૂ વ્રત આચરે, વીક્રમશેને કરયું તે વ્રત, નોતરયા બ્રાહ્મણ સરવે તરત. કીધાં લાડુ વરૂતજ તણા, મળ્યા બ્રાહ્મણ લાખોથી ઘણા, પોહોર રાતે કરવો પ્રસાદ, સહુકોના મનમાં ઉલ્હાદ, ઉપર દક્ષણા સ્વચ્છી ગાય, ધર્મ કરયું ત્યાં વિક્રમરાય, વીપ્રસઉકે ભોજન કરી, રાજાએ થાળ પુજાની ભરિ; બાવની ચંદન કુમ કુમ ઘણાં, ભીતી પુષ્પ વીવિધજ તણાં; અરગજા અબીલ ગુલાલ કપુર; તંબોળ સુખ ભોજન ભરપુર. કનક થાળ લીધા છે હાથ, નહી સાથે કોઇ શેવક સાથ; ભાલાચંદ ગુરૂમનું નામ. પ્રથવીપતી આવ્યો તે ઠામ, તે નવજાણે બીજુ કોઇ, તે સ્થાનક એક કઉતક હોય; સતિપે આવ્યું તે દેહરૂં, જઇ રાજાએ દરશનકરયું, માંહેબેઠો દીઠો એકજન, મરવા ઉપર તેનું મન; ખડક ઉઘાડું તેને હાથ, કરે સ્તુતી શીવની સાથ, મસ્તક પુજા કરે જેટલે, રાજાએ દીઠો તેટલે; હાંહાં ત્યાં રાજા કીધ, ધશી ખડક બાઝી ને લીધ. શા માટે દેહ ત્યાગજ કરે; કાંરે વણ ખુટે તું મરે; આપ હાથ છે દેછે શીશ, ઘોજારા કરેછે ઇશ. એ વાતનું કહો મને દુખ, ઇશ્વર તારીભાખશે ભુખ, સત્યવાત તું કહેજે વાણ, ઇશ્વરની છે તુજનેઆણ, ત્યારે તે બોલ્યો દુખી. શી વાત પુછોછો સુખી, દુખ સાંભળે શું સરશે અરથ, ગાંઠે બંધાવ્યો છે ગરથ. શું ઘેર આવશે સાતે વારાણ, શું લાખેણી વામશે લાહાણ; જે કામેઆવ્યા ત્યાં જાવ. દીશોછોકોઇક રાવ, દિશોછો કોઇ અદભુત રૂપ; ડાહાપણે દીશોછો ભુપ, જાણુ છું દીશો ચોર, નીશાતો અડધી છે ઘોર. શાહ હોય શીદ આવે બહાર, વિકટ ભયાનક અને ઠાર, તે માટે પુછેશું થાશે, મ્હારૂં દુખશું તમથી જશે, પરદુખ ભંજન હોય કોય, વિકરમાજીતતે નામે હોય, તે જાણું છું ઘેલાલોક, પરદુખભંજન કહેનેલોક, આવે બાપડા જાચક જન, તેને શેર એક આપે અન; તે જાચક નલખટકરે, જુઠાં વખાણ વિક્રમનાં કરે; હું તે આશા કરતોનથી; તો તુજઆગળ કહુ કથી; વાતો કરતાં જાશે દીશ, તસ્કર જાણી છેદશે શીશ; માટેખડક અમારૂં આલ, તુતારે મારગચાલ.

દોહરા—વિક્રમ વાણિ ઓચર્યો; સાંભળ મારા ભ્રાત; તારૂ દુખ ભાગુ અમો, સાચી કહેજો વાત, તમો નામ જેનું કહયું; વિક્રમસેન જે રાંક, તે હું શેવક સરવનો, ક્ષમા કરો મુજ વાંક. આશાને શુજાતણે આવ્યો છું તે કાજ; સક્ષેપે કરો વારતા, દુખકરો સહુ તાજ. તારૂ દુખ ભાગુ નહિ, તોઇશ્વરની આણ, તિરથવ્રતનું ફળ નહીં, નહીએ રો રૈ ખાણ, તે વાતે સુરજ સાખીઓ, વચમાં બ્રહ્મા ઇશ, તુ સાચું બોલે નહી, તો તારે તે શીશ, વીપ્રજ હઇડે હરખીયો, ખોલ્યું માહારૂં ભાગ્ય; વાત કહુ મનની

નોંધ. [illegible]

ચોપાઈ–પુછોછો તો સુણજો તમો,પુરવ દેશ વસુ છું અમો; કણોજીઆ બ્રાહ્મણુનિ નાત, છું કુંવારોમારી જાત; પરણુવું સંપતનું કાણ, નથી માહારી પાસેએક દામ. અતીત એક આવ્યો મુજ ઘેર, બેઠો ત્યાંસોકાતુર ભેર. તેણે કહ્યું કાંઈઆપો આહાર, કહ્યાંઘણુ ને લાગીવાર,મેં દુખમનમાં આણ્યું ઘણું,નારી ઘર પનોતાતનું; ત્યારે તેને કીધિ આશ. પ્રીત કરી બેઠો મુજ પાશ; મેં તેને જમાડ્યું અન્ન, મુજ ઘેર રહયો એદન. તેના મનમાં બુદ્ધિ ઘણી, પ્રદક્ષણા કીધી પ્રથવી તણી; તેનાહઈડે હેતજ ધરી, ત્રિયારાજની વાતજ કરી, ત્રિયારાજછે દક્ષણદેશ, ત્યાં નારી નવ જોબન વેશ સ્વેત બંધુ રામેશ્વર થકી, બાર મલાર છે દક્ષણ દેશ ત્યાં પુરૂષ નવખોળે મળે; અશી બોલ કોઇએ નવ કળે,વળી ત્યાં કામાગુગારૂ ગામ; કામરૂ લોક કહેછે નામ, ને દેશની કહું તે રીત, મુજ સાથે જોડી છે પ્રીત; પુરૂષને પરવતકરે. રાતદિવસ તે ક્રીડા કરે,કામે દેવને ત્યાં બહુ ભાર, કામણગારા લોક અપાર; સ્ત્રી થકી જે કરે નેહ કામણગારી તેની દેહ, તેને તો નવ દુખે કામ, તેનુ લઈ કકે નહી નામ, ત્રિરાજ છે ત્યાંથી દુર સ્ત્રીને બળ છે ભરપુર, પુરૂષ થાયા નેસે છે ત્યાંહ. કામવ્યાપે નહી તેને ત્યાંહ. માટે પુરૂષને માનતા નથી ગોપ વાસ શું કશીએ કથીઃ પરમુલક પુરૂષનો વાસ, તેથી ચાલેછે ઘરવાસ; ચંડ મોડે ચડેકામની,દુર પંથે જાએોદામની દેખે કોઇ પુરૂષનિ જાત,ઘોડે ઘાલી ઘેર લઇ જાય. ભક્ષ ભોજનદઈ રાખે પાસ, ભોગવે છે સુખ ત્યાં ખટમાસ, વળી સીતા તણો છે શ્રાપ, ક્રોધ કરીને કહે છે આપ; રાવણ મુઓ કલપાંતે ઘણું; તેણે હરણકરયું મુજતણું,માટે એ સ્થાનક નર જાય. તે તો નિશ્ચે નારી થાય; લંકા ગઢની શોભા ઘણી,ચીતા બળે છે રાવણ તણી હનુમાન ત્યાં રહયો રખવાળ. જેવો કૃતાંત સરીખો કાળ;રાવણ હાકી ઉઠે જેટલે;હનુમાન હાંક વાગે તેટલે, વીશ જોજન સુધિ સાંભળે પુરૂષનુ પુરૂષાતન ટળેઃ માટેત્યાં ઝાઝી કામની, નહિ ભુતળ એવી ભામનિ; પુરૂષ તણી તો ખોટ કરી, વિવળ છે ઘણું સુંદરી જેને પુરૂષ જે આપે હાથ,આનંદ કરે તેની સાથ,ખટ માસ સુધી આનંદ કરે, કામનીનું તે પેટજ ભરે. નથી ધણી ધણીઆણી કોય. પુઠ ન લીધિ તેનિ કોય;તેને તણો કોઇ નવદેશ્રાપ, નથી બેસતું તેને પાપ, જેને ઘેર પુરૂશ છે બહુ,ધનવંતો તેને કહે સહુ; રાખે અગોચર ઠામ,અનેક ભેદ કરે છે કામ. રાખે ગુપ્ત ન જણાવે કદી, સાંભળે નહિ હનુમંતા સદા;સાહ સાંભળે નારી થાય, તેનો ને કામેથી જાય.એમ સાહિઆણેજેમ પીપળપાન, પુરૂષનેઝાઝુ છે માન, તેણે મુજને એવું કહયું,તે મેં એક ચીને કરી લહયું. વળી તે પછી મેં વાત મીત્રસાચું કહો સાક્ષાત સરવે નારિઓ એંધાણ; કોઈ એક ઘેર અભીમાન; પુરૂષ સામિ કો જોતી નથી, તેવિ હોય તો કહોને કથી.

[illegible]

દિઠી તેવિ એક હકીકત પુછી તેહનિ,લીધા તેનો પાર, તુજ આગળ માંડી વાત કહુ નિરધાર. એક દીવસ તે કામનિ, થઈ ઘોડે અસ્વાર,નિકળી પુરૂશ પાડવા અરણ્યવ વન મોઝાર. નારી ત્રિયારાજનિ ઇંદુમત જે નામ; બત્રિસ લક્ષણો વરણવું, તેમાં પર્મ નિધાન.ચારે કળા અંગ લોચનિ,કંચન વરણુ દેહ. એ સમે ગઈ,સખી સંગાથે તેહ. શશીવદનિ, વરસ સોળની, પરમ પદમની નામ; પુરૂષ દીઠો એક રણ વિશે, આવિ તેણે ઠામ, ધરીને તેને ઝાલીઓ,દીઠુ સકોમળ અંગ, જાવા લાગી નગરમાં, બેસાડી તુરંગ, તે જાતે બ્રાહ્મણ હતો, પોતે બોલ્યો વાણ; શા માટે લેઇ જાઓછો; મુજને બ્રાહ્મણ જાણ. નથી દ્રવ્ય મારી કને, અન્નો છું હું રાંક, નથી અન્યા હું લાંચિયો, શોછે માહરો વાંક,દુખ થયું છે માહરે, જે વેશીછે ભુખ, વાટ જુવે ઘેર છોકરાં, તેનું મોહોટુ દુખ, પ્રણમુ પાએ નમુ; દેઉ આશીશ બહુ પેર, લાખ ટકા પામ્યા અમો, જે જવાદો ઘેર. ત્યારે તારૂણિ બોલીયાં, જાવા ન દઉ મુજ ભરથાર; અમ્રતમેવા અતી ઘણાં આભુશણ સણગાર, આનંદ કરો ખાઓ પીઓ, ભોગવો સુખ વિલાસ.વિસારી મેલો છોકરાં; સદા રહો મુજ પાસ. ત્યારે તે બ્રાહ્મણ કહેધીક ધીક તુજવાસ, વાટે જાતાં ઝાલીયો, તે કરે ભરથાર. માનુની નામ છે તાહરૂ; એમ મળે અહંકાર; લજ્યા લગાડે નારને, તારૂં નામે ભાર, પારવતીનો શ્રાપ; છેપુરવે નારી શિખ માનુની ત્યાં માગી કરી, ત્યારે હસાતા ઇશ; ને શ્રાપ મિથ્યા કરી,બેઉ પોતાનું તોલ; પરમ વચન એવાં કહ્યાં, બ્રાહ્મણ ભડકા બોલ માન મુકી તે કરગરે નર તે નારિ પાસ. મુજને મુકો માનુનિ એ છે મોટી આશ.

ચોપાઇ—એવાં વચન બ્રાહ્મણનાં સુણિ, ચડી રિશ નારિને ઘણિ; ઉતારિ મુકો તેહને, પ્રતિજ્ઞા કરિ દેહને,પુરૂષ હાથનું અન્નન જમુ; પુરૂષ શંગ વિલાશ નરમુ, પુરૂષ વસ્તુ ધરૂ ન અંગ, પુરૂષ પશુનો ન કરૂં સંગ; દમુ પુરૂષને દુખ આપ, તો બ્રાહ્મણ તુજ મસ્તક પાપ;એમ કહીને વનમાં ગઇ, આપ મનમાં ચિંતા થઇ; કરવા માંડી પુરૂષની ઘાત, ત્યારે તેની બોલી માત. પુરૂષ સાથે કરોછો વેર. તે નહિ છાજે માહારે પેર, મુળ ખોટ છે પુરૂષનિ ઘણિ, સોડાછેકેન આસે આપણિ; માટે મનમાં તુ પરહરે, રૂડો વર જોઇને વરે; તોતું માહારી પુત્રિ શતી.વરો તમો મન ભાવતો પતિ; ત્યારે રાણીએ વારૂ કહયુ, જ્ઞાન પોતાનું મનમાં ધર્યું; પડદા ચાર ધર્યા જે જ્યાંહ; તોરણ બાંધ્યાં મોહો લજમાંહ, મોહોલ મધે દરવાછે ચાર, શપત સઘળાં છે બાર સત દાસ પોતાનિ સાથ. ખાનપાન ને સુખ વીલાસ; મોહોલ કરાવ્યા ઝાકઝમાળ, કર ઝાલી બેઠી વરમાળ. તે ગામમાં ડંકો ફરે;તે નારીને વર જે વરે, વણ બોલાવે મંદીર જાય, ચાર પોહોર એમ કરતાં થાય, બેઠો બ્હાર જઈ ઉભો રહે. આવો બેસો કો નવ કહે, પ્રાતુશકાળ થાય જેટલે, તેતે નરને ઝાલે તેટલે, વીંધે નાક તે નારિ કરી,સામું વદન કરે સુંદરિ, મુજ બાંધે હાથ, સારિ નાકને ઘાલે નાથ, માહા

માર આપે તેહને, દેછે દુખ પુરૂશ દેહને, કાહાડી મુકે નગરની બહાર, એવિ એક જોરાવર નાર, એમ પુરૂષને અદકુ દમે, પરણુવા કારણુ રણુમાં ભમે.

દોહરા–પ્રતિજ્ઞા તેને એટલી, આવે પુરૂષ કો બહાર,રૂપ રંગ જુવે નહી; નવ બોલે તે નાર, મનમાં તો તે બોલાવશે; કોણુ જાણે કાળ, તેહ થકી વેરોકરે;આરોપે વરમાળ. હુકમ એરાણી તણો; મન ગમતું તે થાય, ત્યારે પુરૂષ પરવરે, બીજે દેહરે જાય, બોલાવે બીજી વરાં, હેતે દેજો સાદ, તેય રણુ તોડી પરવરે, આણિ મનઉલાદ, એટલે ઊભા ત્યાં જઈ, સુણ ભોજ જો વાત, ત્યાં પુરૂષ તે પરવરે, બત્રીશ લક્ષણુ ખ્યાત જાત ભાત કે ચાતુરિ રૂપરંગ વ્હેવાર, વણદીઠે જોયા વિના, જો બોલાવે પાર. ચાર ચોથુ તોરણુ છોડતાં, મન થાય પ્રશન, ત્યારે તે નાાર તણું,નર પામે દરશન, કુદાચીત એવો વિચારિ તે પેર, સાદ કોણે કરયા:નથી,ગયો નહી તે ઘેર. દુખ ઝીલ્યા કરોડ તેં, એવિ નમેરિ નાર, સાદ કોણે કરયા નથી,કોઇ ન પામુ પાર, તોરણુ બાંધ્યાં બારણે. તે કનક એધાણુ, ચારે ખુણુ ચારછે કનક પંખી સુજાણુ.એકજ પોપટ પાળિયો, બીજી મેના હોય, ત્રીજી ઢેલ છે ઢળકતી, ચોથો મોરમાન મોહ્ય, ચાર ચંથી છે કનકનાં, તોરણુ પાંખ; કાને તો મેં સાંભળ્યાં નથી દીઠા મેં આંખ, ત્રિયા રાજની તારૂણી, નરખી મેં વિશેક, હોકારા કરિ પરવરી, એ વીનતી છે એક. ચોપાઇ–સુણજો રાજા વિક્રમ તમો, તે જોગીરે પુછો અમો, તે દીવસનો લીધો પાર, ત્યારે અમે કીધો વિચાર. હવડા વહે છે જોબન વેશ, જઇ આવું હું દક્ષિણ દેશ.તે જોગી વિદાય કરયો. ત્રિયારારાજમાં હું પરવર્યો; વિચાર કરૂં તો લાગે વાર, કહું સંક્ષેપ તે વિચાર, સ્વેતબંધુ ગમેશ્વર નામ, જઇ પોહોંત્યોહું બારમલાર. નારી નોતમ કારો કાર.ત્યાંહ દેખાર હેતજ કરી,બહુજ પ્રતિ સ્ત્રીઓ તણી,ચારત્ર તણી, બહુ રિત, મોહ વશ કીધી મારી પ્રિત. રીતભાર તો તે નહિ ખુવે, જે નર સ્ત્રિના સામું જુએ, સ્ત્રિની સાથે નેહજ કરે, દેશ દેશાવર રઝળતો ફરે. બોલે તે વશ થાએ અડયો,તે નર કાળાગ્રહમાં પડયો, મારૂ મન તો મં વશ કરયું, કોનુ કહયું. હઇડે નવ ધરયું. કાંન સાંભળી તે કામની, નહી ભુતળ એવિ ભામની, તેના લોક કરે નવધરયુ, કાને સાંભળી તે કામની; નહી ભુતળ એવિ ભામની; તેના લોક કરે વખાણ.મુજને વાગ્યું મોહનું બાણુ,મારે ચીતે રોમરોમ થયો,તે નારીને મંદીરગયો, પદ્મણીને મળ્યાની આશ; એવા મનમાં થયો ઉલ્લાસ. ચાર સાદ દેશે કોડશું, તોરણુ આવિ હાથ છોડશું. વળતી પુરણું બાળ કુમાર;ધરસુત્ર મારૂ રૂદે ઠાર;એમ કરી રહ્યો એક રાત, પછે બાંધ લીધો ભરભાત વિંધ્યું નાકને ઘાલી નાથ.મુજ દાસીએ બાંધ્યા હાથ ભુજ.વડે લોવડાવ્યું મુખ, એમ દમીને દીધુ દુઃખ, મુજને બહુ દીધો રે માર, એમ કહીને કાહાડયો, બાહર પીડા પામ્યો દેહજ ઘણી,વાગી હાક હનુમાનજ તણી; પુરૂષમાંથી હું ગયો. નારીવીના નપુશક થયો ભુંઠા મોહાડું લેઇને વળ્યો, સહોદરને હું આવિ મળ્યો; તેને તુજને કીધો વાદ, વિશનુ દિઠુ માહરૂં નાક, લોક

મળ્યા છે ચારે પાસ, સહુકો મળીને કીધું હાશ, ઘણે દીવસે તું આવીયો, ત્રીયારાજ તારૂણી લાવીયો: બોલ તણાં મેલે છે બાણ, વણ ખુટે જાય મુજ પ્રાણ; માટે મનમાં એવું ધર્યુ; વિક્રમસેનને જાણુજ કરયું. પરદુખભંજન કહે છે નામ, મારૂ તેથી થાએ કામ. હું જાતો ઊજેણુ ગામ, નીંશા પડી રહયો આ ઠામ. વિચાર કરયો મે મનડા વિશે, વીક્રમ દુઃખ કેમ ભાગી શકે; આપણુ માનવીનો અવતાર, નથી મરવાનો સમાચાર. માટે તેને શીદ દુખ દેઉં, તેનું પ્રાશ્ચીત મુસ્તક લેઊ. વીક્રમ તો મનાવેમન, અન્નવસ્ત્ર કે આપે ધન, માટે ત્યાંહાં હું નહિ જાઊ. શીદ તરણાથી હળવો થાઊ. એમ વિમાસુ મનમાં ઘણું, દીઠુ દેહેરૂ શીવજી તણું; મુસ્તક પુજા હેતે કરૂં. શીશ સમરપુ ને હું મરૂં; મુસ્તક પુજા કરૂ જેટલે, હાથ તમો ઝાલ્યો તેટલે. ઊપજ નીપજ માહારી, તમો મત જાણો માહારી, તમો કહો તેતો હું કરૂં, કહોતો જીવું, કહો તો મરૂં. દોહરો—વિકરમ કહે છે વીપ્રને, સાંભળ મીત્ર સુજાણ, આપઘાત જો તું કરે, ઇશ્વર કેરી આણ. તાહરૂ દુઃખ તે ભાગશે. શ્રાહસીદ્ધ માત, સત્ય વાત સાચી કહું, વાણિ વેદ વિખ્યાત. ત્રિયારાજની તારૂણી, લાવું આણે ઠામ. પાએ લગાડું તાહારે, વિકરમ મારૂં નામ. ચંદ્ર સુરજ બે સખિયા, રામ દવાઇ ખાઉં, આ વેળા આણી ઘડી, દક્ષણિ દેશે જાઊ. એક વરસનો વાયદો, પાછો આવુ આ દીશ, વળતી આપણુ બે જણા, સાથે સમરપુ શીશ. આજ સ્થાનક તમે બેસજો, નીરભે થઇને આપ, નાશી જાઓ મહેલજ વીશે, તો બ્રહ્મહત્યાદીક પાપ, રાખ્યા વિપ્ર તે સ્થાનકે, પોતે પુજા કીધ; માગી હુકમ હજુરનો, પ્રાહેરો પંથજ લીધ. પુર મારગ યાં મુકયાં, મુકયા સરવે રાજ; અશ્વ ચડી પરવર્યો, પરદુખભંજન કાજ. તેડયો વઇતાળ વિરને, સમરી હરસીધ માત. ચાલ્યો દક્ષીણ દેશમાં, લાધિ માજમ રાત; વિપ્ર વેસ આપે કરયો, પલટયુ પોતે રૂપ; ઓળખીતા આવી મળે, કોઇ ન જાણે ભુપ, ઘેર વાટ જુવે ઘણી, ચીંતા મન નવ થાય, ઇષ્ટ ઊપાસીક એહ છે. ગાંજયો કોને નવ જાય. આણ ફરે વીકરમ તણી; પ્રધાન કરે છે રાજ; પોતે પંથે પરવરયો, પરદુખભંજન કાજ. ચોપાઇ—ચાલ્યા રાજા દક્ષીણ વાટ, નહી મનમાં આવે ઊચાટ, ગામ એક બાજુ લઇ, નીશા પાડે ત્યાં વાસો રહે, જયાં તીરથ આવે ત્યાં નાહાય, આપ ઉલટમાં ચાલ્યો જાય, પંથ વિચાર શું કહિયે કથી, સંક્ષેપે કહુ સરવથી, સ્વેતબિંદુનુ દરશન કરયું, હેત આણીને હઇડું ધરયુ; ગયા જયાં છે બારમલાર. નારી નૌતમ કરો ઠાર; ધર્યો આપ જોગીને રૂપ, ભારે જોગી નર અદભુત, આવી સહુકો પાએ નમે, દુખ ન દે કોઇને નવ દમે નારી શું નવ જોડે નેહ; કેમ ચુકે સત્યવાદિ દેહ: સહોદર પરનારી ગણે, પુન્યવંત દાતા છે ઘણો. નારીનુ સુણ્યુતું નામ, મહી પતી પોહોચ્યો તેણે ઠામ; તેને વારે બીજા લોક, આ પેલા જાય તે ઠોક. કોઇ તણું વારયું નવ કરયું, હેત આણી રૂદીયામાં ધરયું; ધીરવીર માહા દ્રઢજ થઇ; બેઠા તેને આસન જઇ.

પ્રતીજ્ઞા પાળવા કારણે, તોરણ દીઠું પેહેલ બારણે, પોપટ પંખી સહુ પુરણ. દીઠું નયણે એ એંધારણ, બેઠા તે સ્થાનકમાં ઠરી, જગ્યું થયું સત્ર પી સુંદરી; પાન સાહેલી સરખી નાર. સહુકો આવી રાણી પાસ. બ્હાર કોઇ આવ્યો છે રૂપ, દીશે છે પૃથ્વીનો ભુપ; ઈંદ્ર થકી દીસે છે નવો, જાગે અરજુન બીજો હવો, વરૂણ વાઉ કે અગ્નિ ધરમ, દીસે બારે એનું કરમ; કોઇ એમ મહીપતી મોહોટા હંસ, દીસે છે કો દેવનો વંશ, જેનો હુકમ દો કીજીએ, વચન હાવા માંથે લીજીએ; તવ રાણી બોલી તે વાર; ભલે આવ્યો ને આણે ઠાર; સારો ભુંડો આપણે કશો, પુરૂષ નહી મારે મન વસ્યો, નવ જોઉં હું એનું મુખ; દેવું પ્રભાતે બમણું દુખ. સહુનું નાક વાઢ્યો છો એક, એના વાઢું બેઉ વીશેક, એનું રૂપ છે અતિ પ્રચંડ, એને આપો બમણો દંડ, ચરચા જેવી સખીઓ જાય, આદાન જઇને બેઠા રાય; નહી આદર ને નહી મનમાન, નહી ફોફળ પાન દોહરા—રાજા બેઠા સ્વાર થઇ; સમર્યા હરસીધ માત; માનવ કો પાશે નહી. કોઇ બીજે વાત, સુરણ લગી જુરણ ઘણી. હવે શી કરવી પેર; વાટ વાટ જુવે નહીં કેમ જવાશે ઘેર. પોહોર ચારમાં પારખુ, હાર જીતનો હોડ; પ્રસન થાય અંબીકા પોહોંચે મનના કોડ.

ચોપાઇ—સમર્યો આવો વિર વઇતાલ, સમરત આવ્યો તત્કાલ કેમ સંભાર્યું મારૂં નામ, મુજ શેવકને કહો કાંઇ કામ, વીક્રમ કહે જાણો તમો, શું વિસ્તારી કહીએ અમો, કાંઇ એક મન આપણ કીજીએ. નો જીતીને જશ લીજીએ, ઘણાંક કીધા મોટાં કામ, મોટું સંકટ છે આઠામ; કરો ઉપાય કાંઇ રૂડા આજ, જે વાત આપણી રહે લાજ. એવા રાયે દીધો ઉપદેશ, પોપટમાં કીધો પ્રવેશ; કનક પોપટને તોરણ જડ્યો, વઇતાલ જઇને તેમાં અડ્યો, પોપટ બોલ્યો તેને ઠાર, જેમ સાંભળે પેલી નાર; નહિ પડે ઘરમાં સાર, આશ્ચર્ય પામે સહુ નાર; પોપટ બોલ્યો આણી ધીર, ભલે પધાર્યા વિક્રમવીર. દોહરા—ભલે પધાર્યા રાયજી, મોટું ને તમે કામ; ઉજેણી પતી છો તમો; પરદુખભંજન નામ; ભાગ્યએ ધરતી તણું, પવીત્ર કીધો આ દેશ; દેવવંશી દીસો તમો, વીક્રમ રાજ નરેશ, ચક્રવે આણ તારી ફરે; પરદુખ ભંજન હાર; સકળ લહે તું વારતા. એગારપુર દાતાર. પાંચ દંડ જીત્યા તમો, જીત્યા વીર વઇતાળ; પાળો લાડ પ્રજા તણાં, દુખના આણ્યા કાળ, રાવ્યા લાખ હસ્તિ તણાં; રંપણ જેને ઘેર; ને પધારે મેં જમાં, કોણ કાજ કેણ પેર, જેને ઘેર રહુ અમો, તે છે ચતુર સુજાણ; નારી જે ને પદમણી, બોલે રૂડી વાણ. તેને જન થયું નથી, આવ્યા વિક્રમરાય; નહી નો માન મુકી કરી, આવે તમારી પાસ, વીક્રમ કહે શુ સાંભળો, પવીત્ર તારી જાત; રખે કોઇ આગળ કહો, આ હમારી વાત. તે કેમ મુજને ઓળખ્યો જાણી મારી જાત; તુજને કેમ જાણ્યા થઇ; સાચી કહેને વાત.

ચોપાઇ—પોપટ કહે સાંભળ રાજન, પવીત્ર છે નીરમળ મન આપણું ઓળખ્યા કેમ

છાના રહે, તારૂનામ નવખંડ રહે.તારૂ દરશન જેને હસે, સુકાં ઝાડ નવ પલ્લવ થશે; મુરખ જે કરશે દરસન. શારદા માત તેને પરસન. મહિમ તારા દરશન તણો, નેહ વધે છે મુજને ઘણો; કરમ સ જોગે રહિશો રાત, પંથે ઉઠી જાશો પરભાત, નઉતમ વાતકંઇ એહ કહો, મારા સમજો અહિંઆં રહો. તમ વારતા ને મહિમા લઉ, હેતે હું હું કારો દેઉ, વણુપુન્યે પવીત્ર થાઉ, ઘેર બેઠા ગંગાજળ નાહુ.જે કો જાણુશે તારી વાત,પવીત્ર થાશે તેનિ જાત; આવ્યા છો તો પાલન કરો, જાણીં રાંકનેબાંહે ધરો.

દોહરા—મહીપતિ મુખે બોલીયો, સાંભળ પંખીવાત; તુજ આગળ હેતે કરી કહિશ રૂડીવાત, આમંદિર મુરખ તણું; મુરખ કેરો ઠામ, માટે નહી કરૂ વારતા ચતુર તણું છે કામ, પ્રીત પરનારી નહી એવા મુજ જાત, સાદ કરે હેતે કરિ; તો હું પુછુ વાત હુકમ કરે ઘરમાંથકી, જેમ હું સુણુંસ્રવણ; તો હું તુજ આગળ ખરી, વાતા કરૂ બે તણ ચોપાઇ—પંખા રાય બે વાતો કરે. માનુનિ બેઠી મનનાં ધરે;તે તો બેઠી કૈતક ગણું. કનક પોપટ છે એમતણું. જડરૂપ તે કેમ બોલીઆ, ધરમ આપે કેમ બોલીઆ;વીક્રમસેન કાને સાંભળો, તેન કોમ આવી મળયો જેનું છે નવખંડ નામ તે કેમ આવ્યા શાને કામ, પાશે ઉભી હતી સત દાસ.તે આવી રાણુીના પાસ બાઇજી એ શું ન કરો વાદ, હેત કરીને દો તમો સાદ;જેઇએ એ વાતો કરે કરી, અચરત મારા મનનાં વશી. એક વરાને શું તરણ થાય, જો તોરણથી પાછો જાય; ચતુર તે સઉકો મન ધરે, જોઇએ એ વાતો શી કરે, એમ કહી સહુ પગે નમી, વાત રાણુીના મનમાં ગમી; મન ભાવ આણી ઊનાદ; આપે પોતે દીધો સાદ. બેઠો રાજા ધીનજ ઘણે, બોલાવ્યા બહુ હેતજ કરી;કહ્યા વાત પોપટની શાથ. મનમાં આણીને ઉલ્હાદ. એવુ કહીને નારી નમી. વીક્રમસેનને વાતજ ગમી; ત્યારે તોરણ એક છોડાયું રાજાનું હઇડું હરખ્યું; જઇ બેઠા ત્યાં તોરણે તળે, વીક્રમ કહે તે કોઇ ના કળે.

દોહરો—પોપટ દે હુંકારડો વિક્રમ કહે શુભ વાત; ઘરમાંથી સઉ સાભળો,પેહેલી મારાજમ રાત. ચીત્રામણમાં જે લખે,તેમ બેઠી સઉ નાર;મન છે એ વાતમાં નઉકો ઠારોઠાર. ચોપાઇ—વીક્રમ મન મુકીને આપ,બોલ્યો પોપટ કેરિ સાથ;કોરલ નામ કુંકણુનો દેશ,કપુરશંખ રાજા નરેશ આખા કુંકણુનો ને ધણી,અલખદેશઅલખાન છે વણી; અતી ઘોડા ઘણાં ઘરસુત્ર,નહોતો પેટ પોતાને પુત્ર વીત્યાંવરસઆપે નચાલ. ત્યારે એક પુત્રની છે આશપથીન તેણે કીધાં સન્માન,પોથી છોડાવી દીધાં માન,પંડીત કહે જો પ્રીતજ ધારો,પંચ લખ આચી તે માન કરો;પારથીવ કરતાં પાતીક જશે.તેના પ્રતાપે પુત્રજ થશે,વીદ્વાનોનું વાકય ધરયું.કહ્યા થકીને બમણું કરયું.પ્રસન્ન થયા જવ ભોળો ઇશ ટળી ગઇ હતિજે રીશ,ભગવાન શેવાથી ભાગ્યજ જાગ્યું,વાંઝીયા મેંણું શીરથી ટળ્યુ;પુરે માસે પ્રસવ્યો પુત્ર,મુક્તાહાર ઘણાં ઘર સુત્ર.તરીયા તોરણ બાંધ્યા બાર. મંગળ ગાય નગરની નાર,વેહેચ્યાં ગોળધાણુાને પાન,જાચક જનને દીધાં દાન,ભોજન

કરાવ્યું બધુ ગામ, ઓચ્છવ વરત્યા ઠામો ઠામ આનંદભેર બહુ દીન વહી ગયા, રાજકુંવર ઘેર મોટા થયા. શુકલ ચંદ્ર વાધે છે જેમ, રજ બીન વધે છે તેમ; ધન્ય અંકુશને છત્રજ ઘણાં, મળે મીત્ર પાસે સોગણા, સાત વર્ષનો થયો જ્યાહરે;નીશાળે મુકયો ત્યાહરે,ભણતર વીવીધ પેરનું ભણે, ભણ્યો લેખાં લાખોના ગણે;એક સુતાર તણો છે તન; તે સંગાથે મળીયું મન, જીવ એકને જુજવી દેહ, પ્રીત જેવી બપઇયા મેહ; એક ઘડી અળગો નવ થાય; મોટો ભાઇ કુંપે કહેવાય, રમે જમે બેશીને માંહ, કશો અંતર રાખે નહી, તેને ઘેર તે પોતે જાય,જેવું હાજર તેવું ખાય; રાજકુંવરનો જે શણગાર તે પહેરી હીંડે સુતાર, બે જણ સાથે ઘોડે ચડે, રીસ કરે તે સાથે વડે; માત તાત મારે મોશાળ, સઉથી અળગો તેનો બાળ સઉકો રીસે મનમાં ઘણું વચન કે મલી પુત્રજતણું, રાજા આણે અદકી રીશ, જાણે અનુ છેદુ શીશ, તવ કુંવરે જાણી વાત મારા મીત્રની કરશે ઘાત, પીતા આગળ પ્રતીજ્ઞા કરી,આપ અંજળ પાણીની ભરી; મારા મીત્રને મારો તમો, સત સાથે મરશુ અમો; એમ ચેતાવે બધું ગામ, મીત્રતણુ કો નવ લે નામ; એમ કરતાં થયા બહુ દીન, સુતારે વીચારયું મન. દોહરો–શુળી ઉપરસાથરો ગુણકા ઉપર નેહ;રાજા સાથે પ્રીતડી,જીવ ઉપર છે એહ, પેરે કરીને પરહરૂ, વીચાર કરૂ મન વાજ, મારે મહારૂ વહાલ, પણ પાણી પહેલાં બાંધુ પાજ, એકદીન મીત્રજ વરગમાં, બેઠા છે એકાંત; હાસ્ય વીનોદ આનંદમાં; મીત્ર થકી કાંઇ ભ્રાંત.

ચોપાઇ–સુતાર કહે સાંભળરે મીત્ર; તારી બુધ છે પુન્ય પવીત્ર; કાંઇક માગુ આપો મુને, ખરો મીત્ર હું જાણું તુને, રાજકુંવર તે બોલ્યો સાથ. આવું વચન બાંધવને હાથ; જે માગો તે આપુ પ્રાણ, મીથ્યા ન કરૂ તાહરી વાણ, તુજકારણ કરૂ દેહ ત્યાગ; કહે તો સોંપુ કોકણનું રાજ; સુતાર તવ પાયે લાગીઓ, મારી વીદ્યા અદકી જાણું, જો વચન હોયે તુજ તણું; મુર્ખ મુજને કહે છે નાત. કારીગરે વચન તવ તે એક માગીઓ હવડાં હું છુ જોબનવેશ, મુજને જવાદો પરદેશ મારી જાત હુકમ આલીને ન્યાલજ કર્યું પરદેશે જાઉ પધારો બાંધિ લીધો વચને કરી નાકહેવા ણી નહીતે ફરી વારૂ મીત્ર વહેલા આવજો, મારે કાજે રમત લાવજો; તુજને ઘણેરા દેશું માન; ત્યારે આદશું બીડાપાન, મળ્યો મીત્ર હેડે ભીડીયો સુતાર પરદેશી આલીયો. માત તાતની શીખજ લીધ; પોતે પંથે કરયો છે લીધ, પછે પરદેશે કરયું પ્રયાણ.જાત શારોમણ મહાસુભ જાણ;પરદેશે પરવરીયો ત્યાંહ;મીઠા મેરાવણ આવ્યો જ્યાંહ, વીશ્વકરમાના વેશજ તણો. સુતાર એક કારીગર ઘણો. આપ ઉતરયો તેને ઘેર. સુતાર સેવા કીધી બહુ પેર,વીદ્યા ભણવાને ત્યાં રહયો;સંવત્સર એક વેગે થયો, કરે તેના ઘરનું બહુ કામ,રળીને આપે હોડી દામ; એમ કરતાં થયાં વરસજ આઠ, ઘડતાં આવડયો ભારે ઘાટ; ગુરૂ તે પ્રત્યે કહે બહુપેર.જાયે બાપ તું તારે ઘેર; સુતાર

કહે સાંભળ તાત; તમ આગળ કહું સાચી વાત, મારો મીત્ર રાજાનો તન, તે સાથે ગમ્યું છે મન, તેને કહ્યું બંધવ આવજો; મારે કાજે રમત લાવજો, તેને દેવા શું લેઇ જાઉં હું જેને ઓશીઆળો થાઉં; કહી તમોને શું કથી તેથી દેશ જવાતું નથી, માત પીતા ઘેર જોશે વાટ,તે મીત્ર કરતો હશે ઉચાટ; નઉતમ રમત મળશે જ્યાહરે, અમો દેશ જાશું તાહરે.

દોહરા—વાંશ્વકરમા કરે વીનતિ, પોહોંચે તારા કોડ; અશ્વ આપુ કાષ્ટનો, જા ઘર મોડા મોડ. દોરી સંચે ચાલશે, જેમ કહ્યુ ટેકાણ; પાણિ પંથાથી આગળા વારૂ નવાં વખાણ, મુરખ કળ નવ આપજો. રખે જે તારે હાથ વીનય કરી સંચો બહુ; વાત કરૂ તુજ સાથ; સંચજ સઘળો શીખવું, તુરંગ કેરાં ઠામ; પુરવ જન્મ સંચે કરી, પામ્યા તો ઇનામ; સકલો જવ પાટીયાં. સતર શેરનો ભાર; ઉકેલી જે સજ કરયો, લાખેણો તો ચાર. પવન વેગે સાંચરે; જો ખેડે સુજાણ;ભુકો થઇ ભુતળ પરે; આગળ કરે અજાણ. ચોપાઇ—એવિ ગુરૂએ શીખજ કરી, તે સુતારે મનમાં ધરિ, ગુરૂ તણી ત્યાં માગી શીખ ચાલ્યો પંથ નવ આણી બીક, વાડે પંથની શી કહે પેર,વંણુ દીવસે આવ્યો ઘેર;સગાં સંબંધી આવી મળ્યાં; વીએમ સાહુ વ્હાલાંનારડ્યા. માત પીતાને હરષજ ઘણો;દીઠો પુત્ર જે પેટજ તણો;રાજ કુંવરને જાણજ થયું,તેના મનનું દુખજ ગયું. અડવાણુ પાયે ઊઠી આવીયો, અનેક ભેટ સાથે લાવીયો; બાંહે પસરયા બેઉ હાથ, સકળવાત કરે તે સાથ, દુખ સુખ હાણ. વરધજ તણી. કીધી વાત વીનોદની ઘણી; ભોજનમાં બેશીને જમે, રાજ રમત બીજી તે રમે; એમ કરતાં બેપોહોરજ થયા;રાજદ્વારે રાજા ગયા;તત્ર થયો જવ બીજે દન.પધારીઓ રાજાનો તન, કહેછે મીત્ર ભલે આવીયા, મારે કાજે શું લાવીયા; હું તો વાટ તારી જોઉ છું, આશાએ દહાડા ખોઉછું; તજ્યા છે શણગાર સોળ, તજ્યા છે મુખ તંબોળ ઘણે દીવશે દીઠું મુખ,સઘળી વાતે ભાગી ભુખ;શણગાર હવે સજીશુ અંગ;મુખ તંબોળ ચાવીયું રંગ. મોટા બાંધવ કહું છું તને, માટે કાંઇક આપો મુને, માનવીએ નવ દીઠું હોય, ઉત્તમ વસ્તુ આપોને સોય.

દોહરા—વધઇશ કહે નરપત સુણો,વસ્તુ અમુલખ એક,લાવ્યો છુ પરદેશથી દોરી કેરી સંચ; અશ્વે જો સ્વારી કરો, નાવે ઉની આંચ; ઘડતાં ઘાટ માનવ તણે. મર્મ ન જાણે કોય; અશ્વ પંખી તે આધળો,નેમ તમારે સોય;દોરી સંચરો શીખવું, તમને રૂડી પેર; ત્યાં સુધી ઘોડો કાષ્ટનો, રાખુ મારે ઘેર; વીદ્યા તમને શીખતાં, થાશે જી ખટ માસ; વળતી તમે વાહન કરો, પોચે મનની આશ; બીડી ઘોડો કાષ્ટનો, બસવા નહિ સમર્થ, આળ અજાણે જો કરે, તો થાએ અનર્થ; વધઇશ રહયો એવું કહી,રાયને લાગી રાડ; જે રમત લાવ્યા તમે, તે હવડાં દેખાડ; દેખાડતો મીત્ર સહી,નહિતો દુશમન હોય;પાણુ તજુ હું માહરો,જેમ ન જાણે કોય. ચોપાઇ—વૈશ કહે વહાણે આવજો

અશ્વ પાણી પંથે લાવજો; તેપે અસ્વાર થાજો તમો, કાષ્ટ સ્વારજ થઇશું અમો, વાહાણાંનો રાખ્યો વાયદો; કોઇ આગળ ન કર્યો કાયદો; હરખભેર શું વીતી રાત, ઉગ્યો સુર થયો પ્રભાત, દંત ધાવન હેતે શું કીધ, અચરત મેવા મુખમાં લીધ;સવા લાખ ટકાનો તુરિ હેમ,મોતિની આખર ધરી;તેમપોષાક પેરયો પંચકરોડ તણો;આભુષણો સંખ્યાથી ઘણો; જેવો ઘોડો શોભે વરસાર, તેઓ પોતે આપ થઇ જાય; ત્યારે બોલ્યા માને બાપ, નીરખુ કુંવર તણું મન આપ; ક્યાં કુંવર જાઓ કોણ અરથ, સંખ્યા અલેખે પામે અર્થ; સેવક સાથે રાખો ઘણા, અંગ રક્ષા પોતાની દેહતણા; સુણી વચન બોલ્યો તે તન, રખે સાથે આવે કો જન; મારી સાથે આવો આ દીશ, શીવ આજ્ઞા જો છેદુ ન શીશ; મંદીર જાવું છે. મીત્રજ તણે, ત્યાં શું કરીએ મોટાઈ આપણે; માબાપે ઘરયાછે હાથ, પુત્ર પાખે થઇશુ અનાથ; કોઇ દહાડો લેશે પ્રાણ, દ્રવને લોભે થાશે હાણ, કુંવર કહ્યું ન કરે આપણુ, શીખામણ નવી દીજે ઘણું; શીખામણ નવ માને પેર, સીધર આવો સુતારન ઘેર, રાજકુંવર પોતે ચાલીયો, સુતારને મંદીર આવીયો; કાષ્ટ ઘોડો સુતારે સજ્યો, રાજા થકી ભરેલો ભજ્યો;એક બોજન વાડી રાયની, તેહ તણી શોભા છે ઘણી; રમવાને કાજ સાંચરયા, આપો આપ બેહુ પરવરયા, નથી સાથે સેવક રાય,એક વદ્દશાને બીજા રાય; અશ્વ રાખેલો રાજા તણો,નથી કાષ્ટનો ચાલે ઘણો;જઇ વાડામાં ફુલજ લીધ, રમત ઘડી બે ચારેક કીધ; જવા માંડ્યું પોતાને ઘેર.ત્યારે રાયે વીચારી પેર; ઘોડો કાષ્ટનો હુંતો ચઢું, ના કહો તો એ સાથે વઢું.એમ કહી ઝળગતાં અડ્યો, વારતામાં તે ઊપર ચઢયો; ચીંતા ન કરશો મીત્રજ તમો, એ શીખીયો છુ વિદ્યા અમો.

દોહરો–સુતાર તે ઘોડે ચડ્યો,ચઢયો કાષ્ટેતે રાય;હરખભેર ઉલટ ઘણો, નગર ભણીતે જાય,આગતા સ્વાગતા કારણે; તાણિ પકડી દોર. ચઢયો અશ્વ આકાશમાં ઘણું એક કીધું જોર. વીચાર કરયો મનડા વિષે, મારો પહોચો વાંક; મહિપત મુજને મારશે,નીસ્ચે આડે આંક, ક્યાં જાઉ ને ક્યાં રહુ,હવે શી કરવી પેર, વિદેશ ગયે છુટકો નહી, કેમ જવાશે ઘેર.એટલે શેવક એક રાયનો, સેવા કારણ જાય, દીઠો ગંગાજળ નદી,એ સંગ નવ દીઠો રાયે,પકડી આણ્યો પલકમાં, બાંધ્યો છે ભળપુર, આણીને ઉભો કરયો જ્યાં નરપત આપ હજુર; શણગાર સરવે કુવર તણા; તે પહેર્યા છે અંગ. પચાસ કરોડ એ વદ્દશાને; અશ્વ અનોપમ સંગ નીશ્ચે એણે મારીયો, રૂડો રાજકુમાર; દ્રવ્યદેખી મનડું ચળ્યું, નીશ્ચે જાણ ગુમાર, કહે ભાઇ ક્યાં મુકીયો,એ ઘોડાનો સ્વાર; ક્યાં ગયા ક્યારે આવશે, સાચુ બોલ સુતાર, નગર બધુ જોવા મળ્યું ઝાઝા લોગ બહુ રંક; નીશ્ચે મારયો પાપીએ, સહુ કહે આડે અંક ઉત્તર એક નવ ઊકલ્યો, કો નવ પામે વાત; હા ભાઇ મેં મીત્રનો, હાથે કીધો ઘાત, સુણતાં સઉકો કોપીયા. ભમર ચઢાવી શીશ; સુતારને કો શુળીએ, છેદો એનું શીશ;

